॥ ૐ ॥

લોહાર, સુતાર, કંસારા, સલાટ
અને સોની

# પંચાલ બ્રાહ્મણ સિદ્ધાંત.

રચનાર-[illegible]

પંચાલ મગનભાઈ જેચંદ


છપાવી પ્રસિદ્ધ કરનાર,
[illegible] ગુલાબદાસ [illegible] નં.
પીરમશા રોડ-અમદાવાદ

અમદાવાદ-[illegible] રોડ ઉપર
ધી [illegible] પ્રિન્ટિંગ પ્રેસમાં
[illegible] ઇશ્વરભાઈ ત્રિવેદીએ છાપ્યું.

સંવત ૧૯૮૦ સન ૧૯૨૪.
આવૃત્તિ બીજી પ્રત ૧૦૦૦.


કિંમત ૦-૩-૦.

# પ્રસ્તાવના.

વિશ્વ વિખ્યાત, વિશ્વકર્માના વંશજોને નમ્રતાપૂર્વક અરજ કરૂં છું કે, આ પુસ્તક વિશ્વબ્રહ્મ કુલોત્પન્ન મનુવંશિ પંચાલ ભાઇઓના આગ્રહથી છપાવવામાં આવ્યું છે. જેથી આ પુસ્તકનું નામ પંચાલ બ્રાહ્મણ સિદ્ધાન્ત રાખ્યું છે.

પ્રિય બંધુઓને [illegible] કહેવું એમ [illegible] છે કે, અમારી પાસે દાખલા દલીલોવાળું હરકોઇ સાધન ન હોવાથી કોઇ પુછે ત્યારે શું જવાબ આપવો: આવા પ્રકારનો આપણા પ્રિય બંધુઓના મનમાં સંશય આવી અટક્યો, અને તે ભાઇઓને આપણા વચન ઉપર નહીં પણ ઋષિ સંતતીના વર્ણન ઉપર વિશેષ પ્રેમ હોવાથી આપણા પંચાલ મહાશયોના પુસ્તકના પ્રમાણ વિશેષ ન લખતા આ પુસ્તકમાં ઋષિ બ્રાહ્મણોના બનાવેલા પુસ્તકના દાખલ દલીલો સાથે ટુંકામાં રજુ કર્યા છે. તે આપના કરકમળમાં પડતાં તેની અંદર કાંઇ ખોડ ખાંપણો દ્રષ્ટિગોચર થાય તે માફ કરી સુજ્ઞ સજ્જનો સુધારી વાંચશે. સુજ્ઞ બંધુઓ મારી વિનંતિ છે કે, આ પુસ્તકમાં કંઇ સુધારવા જેવું હોય તો કૃપા કરી જણાવશો તો ઉપકાર સાથે સ્વીકારી બીજી આવૃત્તિમાં તે પ્રમાણે સુધારો કરવામાં આવશે.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ ખપી જવાથી અને ઘણા બંધુઓની માગણી થવાથી બીજી આવૃત્તિ બહાર પાડવામાં આવી છે.

ભીમશંકર કૃ. પંચાલ.

ગુજરાત ... સભા
૧૯૬૬

# પંચાલ બ્રાહ્મણ સિદ્ધાન્ત.

જનોઇથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે.

कारणा भावात् कार्या भावः ॥

અર્થ:—કારણના અભાવથી કાર્યનો પણ અભાવ છે. એ ન્યાય સૂત્ર છે, કોઇ પણ કાર્ય કારણ વિના થતુંજ નથી. જનોઇનું નામ બ્રહ્મસૂત્ર છે એ બ્રહ્મસૂત્ર નામ શા માટે છે, જુઓ? જેમ સળંગ સૂત્ર, એક સૂત્ર વગેરે થાય છે, તેમ આ બ્રહ્મસૂત્ર છે. એટલે આજે કાંઈ છે તે સર્વ બ્રહ્મથીજ છે બીજા કોઇથી નથી એમ સુચવે છે. આરૂણિકોપનિષદમાં કહે છે કે:—

[illegible] सूचना त्सूत्रं ब्रह्म सूत्रम् ॥

અર્થ:—બ્રહ્મને સૂચન કરનાર હોવાથી તે સૂત્રને બ્રહ્મસૂત્ર (જનોઇ) કહે છે, અને જનોઈથી બ્રહ્મત્વ સિદ્ધ થાય છે. જનોઈ છે તે સમષ્ટિ, વ્યષ્ટિની એકતા સૂચવે છે. જેમ છન્નું ત્રાગ, નવ તંતુ વગેરે બધું સૂત્રજ છે, તેમ આ જે કાંઈ છે તે બધું બ્રહ્મથીજ છે બીજાથી કાંઈ નથી એમ ચોખ્ખો સાંકેત જણાય છે, સ્થૂલ શરીરનો ત્યાગ કરી બ્રહ્મસ્વરૂપને પામવું એ યજ્ઞોપવિતનો આશય જણાય છે. અધ્યાત્મોપનિષદમાં પણ એજ પ્રમાણે કહ્યું છે કે—

माता पित्रोमलोभ्दूतम् , मलमाँस मयंवपुः
त्यक्त्वा चांडाल वद्दूरं, ब्रह्मभूय कृतीभव ॥

અર્થ:—માતા અને પિતાના મલથી ઉત્પન્ન થએલ, અને મલમાંસવાળું આ શરીર છે તેનો ચાંડાલની માફક દૂર ત્યાગ કરીને

બ્રહ્મરૂપ થવાની કૃતિવાળો થા. મહાભારતમાં કહ્યું છે કે—

ब्राह्मणो ब्रह्म धर्मेण, यथाशिल्पेन शिल्पक।
अन्यथा नाममात्रस्या,दिन्द्र गोपक कीटवत॥

અર્થ:—જેમ શિલ્પ કળાવડે જેમ શિલ્પી કહેવાય છે, તેમ સત્યાદિરૂપ બ્રહ્મ ધર્મવડે બ્રાહ્મણ કહેવાય છે. જો શિલ્પીઓમાં બ્રહ્મ ધર્મ ન હોય, તો તે માત્ર નામનોજ બ્રાહ્મણ કહેવાય. જેમ એક કીડાને ઇંદ્રની ગાય કહેવામાં આવે છે તેમ યજ્ઞોપવિત ધારણ કરવાથી બ્રહ્મ કહેવાય છે.

अयंतु परमो धर्मो यद्योगे नात्मदर्शनम् ॥

અર્થ:—યોગવડે આત્મ-બ્રહ્મ-દર્શન કરવું આજ પરમ ધર્મ છે. એમ જે મહામુની યાજ્ઞવલ્કય ભગવાન પોતાની સ્મૃતિમાં કહે છે કે, તે પરમ ધર્મની પ્રાપ્તિ માટેજ

બ્રહ્મ વિદ્યાના સિદ્ધાંન્તના સંકેતરૂપ આ બ્રહ્મસૂત્ર ( જનોઈ ) અધિકારીને પ્રાથમિક ( પ્રવેશક ) દીક્ષા આપી આચાર્ય પહેરાવે છે, અને ગાયત્રી જપ તથા પ્રાણાયામાદિનો બોધ કરે છે. ઉપર કહેલ રીતિ પ્રમાણેનું રહસ્ય જાણ્યાવિના જેઓ એ પ્રમાણે યજ્ઞોપવિત બાબત બોલતા હોય, તેઓ વાકેફ થશે કે યજ્ઞોપવિત ( જનોઇ ) કુંચીઓ લટકાવવા તથા વાંસાની ખરજ મટાડવા માટે નથી, પણ એ ગુપ્ત સાંકેત અતિ ઉપયોગી અને મોક્ષ પમાડનાર છે, માટે જનોઇ અવશ્ય સર્વ પચાલોએ યથાકાળે ધારણ કરવીજ જોઇએ.

ઉપર બતાવેલી શાસ્ત્ર તથા યુક્તિવડે પણ જ્યારે સિદ્ધ થાય છે, ત્યારે પછી જનોઈ કેવળ કુંચીઓ લટકાવવા માટે અને

વાંસાની ખરજ મટાડવાને માટે કહેવું એ કેટલી બધી અણુસમજણુ કહેવાય ? માટે સમજુએ આથી સમજી વિચારી અને હવે એમ નહિ બોલતાં તે યજ્ઞોપવિતને અધિકા-રીએ યથાકાલે ધારણુ કરવી તથા સંતાનોને પણ ધારણુ કરાવવી જોઇએ, અને તે પ્ર-માણે વર્તવું જોઇએ, આ પ્રમાણે બતાવ્યા છતાં પણ માને નહિ અને કેવળ એક હઠ પકડીને કહે કે મારો કક્કો. ખરો અને હું કહું છું તેજ યથાર્થ છે, તો તેવા જે અક્ક-લના હીણુ કેવળ ગધાપૂંછ હાથમાં આવ્યું અને પકડયું તે પકડયું, પાટુઓ ખાય પછ-ડાય તો પણ મુકે નહિ તેમ હઠ પકડનાર એવા અતિરાગી જે પુરૂષો છે, તેવાઓને માટે તો કાંઇ કહેવા યોગ્ય છેજ નહિ. કેવળ શાસ્ત્રને લઇનેજ કહેવા માગે અને યુક્તિતો નહિજ. જો એમ કોઇ કહે તો

તેની ભૂલ છે, કારણ કે યુક્તિ તો અવશ્ય જોઇએ. યુક્તિ વિના તો ધર્મનો નિર્ણય નજ કરવો જોઈએ. જુઓ બ્રહસ્પતિજી મહારાજ કહે છે કે—

केवलं शास्त्र मुदिश्त्र, नहि कर्तव्योहि निर्णयः।
युक्ति हीने विचारेतु, धर्महानिः प्रजायते ॥

અર્થઃ—( શાસ્ત્ર અને યુક્તિ એ બંનેનો સમન્વય કરી કોઈ પણ વાતનો નિર્ણય કરવો જોઇએ. કેવળ શાસ્ત્રનાં વચનોને લઈ નિર્ણય કરવામાં આવે તો ધર્મની હાનિ થાય છે. ) કેવળ શાસ્ત્રનાં વચનોને લઈને નિર્ણય કરવોજ નહિ કારણ યુક્તિહિન વિચારમાં તો ધર્મની હાનિ થાય છે.

યોગવાસિષ્ટના મુમુક્ષુ પ્રકરણના અઢારમા સર્ગમાં વસિષ્ટ મહા મુનિએ શ્રીરામચંદ્રજીને કહ્યું છે કે—

अपिपौरुषमादेयं, शास्त्रचेद्युक्ति बोधकम् ।
अन्यत्वार्पमपित्याज्यं, भाव्य न्यायैक सेविना॥

અર્થ:—અપક્ષપાતિ મનુષ્યે, યુક્તિ બોધકશાસ્ત્ર સાધારણ પુરૂષે રચેલું હોય, તથાપિ સ્વીકારવું; પણ યુકિત વિનાનું ઋષિયે કહેલું હોય તો પણ ત્યાગ કરવું.

युक्तियुक्त मुपादेयं वचनं बालकादपि।
अन्य तृण मिवत्याज्य माप्युक्तं परमेष्ठिना ॥

અર્થ:—કેમકે યુક્તિયુકતવચન બાળકથી પણ ગ્રહણ કરવા લાયક છે અને યુકિત વિનાનું કદી પ્રજાપતિયે કહેલું હોય તો પણ તૃણની પેઠે ત્યાગ કરવા લાયક છે.

योऽस्मत्ता तस्य कूपोऽय, मिति कौपं पिवेत्पयः।
त्यक्त्वा गांगपुर स्थंतं, कोऽनुशास्त्यति-
रागिणम् ॥

અર્થ:—" એમ છતાં પણ જે આ મારા બાપનો કૂવો છે." એવા હઠથી, પાસે રહેલું ગંગાનું મીઠું જળ મૂકી કૂવાનું ખારૂં પાણી પીએ તેવા અતિ રાગીને કોણ ઉપદેશ કરે.

ગુજરાત વિધાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
...તી કૉપીરાઈટ...



# પંચાલ બ્રાહ્મણો વિષે. કલેકટર સાહેબનો હુકમ.

મુખમાસિત પંચાલ બ્રાહ્મણોત્પત્તિ પુસ્તીપત્રક માટે શિલ્પાચાર્ય નાંગેશ્વર શર્માના છપાવેલા પુસ્તકમાં પા. ૮ માં લખ્યું છે કે—

( પંચાલ બ્રાહ્મણ ) આ બાબતમાં આપણા પંચાલોની ખરી જાત જાહેર થવાથી બહાર પ્રસિદ્ધ રીતે લખાવતાં કેટલેક ઠેકાણે વાંધો ઉઠવાથી ગંજામ તથા કૃષ્ણા પ્રગણાના મહેરબાન નામદાર કલેકટર સાહેબ બહાદૂરે સને ૧૯૦૧ ની સાલમાં પંચાલોએ વિશ્વબ્રાહ્મણ લખાવવું એવો હુકમ ફરમાવ્યો છે. આ અને એવા બીજા કેટલાક ઠરાવો નામદાર બ્રીટીશ સરકારના દયાળુ, ન્યાયી

અમલદારોએ તપાસ કરી હુકમ કર્યા છે તે
બાળ શાસ્ત્રી, રાવજી શાસ્ત્રી ક્ષીરસાગર પુ-
નાના રહીશે જે પ્રશ્નોત્તર પત્રિકા પંચાલ
બ્રાહ્મણોને માટે કાઢી છે તેના પાછલા
ભાગમાં આપેલા છે ને તે શિવાય હાલમાં
કાંઇ કારણને લીધે પુનામાં વિશ્વ બ્રહ્મ પં-
ચાલ સભા તરફથી અરજ તા. ૬ માહે
જાનેવારી સને ૧૯૧૧ ને રોજ ખાને સુ-
મારીના વરિષ્ટ અધિકારી (સેન્સસ સુપ-
રિટેન્ડેન્ટ) મહેરબાન પી. જે. મીડ સા-
હેબ બહાદુરને કરેલી તે ઉપરથી સાહેબ
બહાદુરે તપાસ કરી હુકમ (જવાબ) નં.
૧૨૪૪ તા. ૧૩ માહે જાનેવારી સને ૧૯૧૧
ને રોજ આપ્યો છે, તેમાં ફરમાવ્યું છે કે
પંચાલ (વિશ્વકર્મા શિવ સંતાનો) બ્રાહ્મ
ણોએ પોતાનું નામ પંચાલ બ્રાહ્મણ લખાવવું



११६६०



# બ્રહ્મત્વનું મહત્વ.

અજાત શત્રુ ( શત્રુઓને જીતનાર ) ધર્મરાજાને ઘેર રાજસુયજ્ઞ થતો હતો. લક્ષાવધિ બ્રાહ્મણો ત્યાં જમીને ત્રપ્ત થતા હતા. ભગવાન શ્રીકૃષ્ણએ તેમનો એઠવાડ કાઢવાનું કામ પોતે કબુલ કર્યું હતું એ પ્રમાણે કોટીક ( અસંખ્ય ) બ્રાહ્મણો સંતુષ્ટ થયા હતા. ત્યારે સ્વર્ગમાંથી કંઈક ઘંટના નાદનો ધીમે ધીમે અવાજ ધર્મરાજાના કાને આવવા લાગ્યો; પરંતુ પછી એક દીવસ ધર્મરાજાના કાનપર સ્વર્ગમાંથી ઘંટનો અવાજ એટલો બધો ગણુગણાટ આવવા લાગ્યો કે, તેમને ક્ષણભર ચેન પડયું નહી. ત્યારે પોતે આશ્ચર્યથી ચકિત થઈ ભગવાન શ્રીકૃષ્ણ પાસે ગયા અને તે સર્વજ્ઞ છે તેમ જાણીને તેમને કહ્યું કે, સ્વર્ગમાંથી

ઘંટનાદ આજસુધી મને બહુ તો સંભળાતો નહોતો, પણ આજતો કાન સરખા ફુટે છે તેનું કારણ શું ? ત્યારે શ્રીકૃષ્ણ કહે છે,"આજ કોઇ પણ ખરો બ્રહ્મનિષ્ટ તમારે ઘેર જમ્યો હોવો જોઇએ. તેમના મહા પુન્યનું એ ફળ છે." એ સાંભળી ધર્મરાજાએ ભગવાનને કહ્યું કે તે બ્રહ્મનિષ્ટ મને બતાવો કહી પ્રભુને વિનંતી કરી. ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન તેમને યજ્ઞના ભોજન મંડપમાં લેઈ ગયા એટલે ત્યાં શ્રીશુક યોગીંદ્ર એઠાં વાસણ ચાટતા બેઠા હતા તે તેમને બતાવ્યા. ત્યારે ધર્મરાજાએ તેમને દંડવત પ્રણામ કરી અને હાથ ઝાલી સિંઘાસનપર લાવી બેસાડયા. તેમની ઘણા ઉપકારથી વિધી સહીત પૂજા કરી.

આ વાત કદાપી થોડી ઘણી ખરી હોઈ શકે, પણ તે ઉપરથી બ્રહ્મતત્વનું મહત્વ

કેટલું મોટું છે, એ વાત ખરી થાય છે. નિરાકાર પરબ્રહ્મને જાણનારા તેજ ખરા બ્રહ્મનિષ્ટ, તેજ બ્રાહ્મણ હોય છે. પરમેશ્વરે જે કૃપા કરી ઉંચ પ્રકારના બ્રાહ્મણમાં જન્મ આપ્યો છે, ત્યારે તે કુળમાં અને જાતીમાં શોભે તેવાં વ્રત પાળવા ચુકવું નહી. મોટાનાં વ્રત મોટાં હોય છે. તે વ્રતોનો ભંગ કરી આપણા નામને કલંક લાગવા દેવું નહી. સર્વે આપણે બ્રાહ્મણ છીએ, અને બ્રહ્મનિષ્ટ થવું એ આપણું કુળ વ્રત છે. એ ધ્યાનમાં રાખી બધાઓએ બ્રહ્મનિષ્ટ થવાના પ્રયત્ન કરવા. નહી તો 'નામ સોનબાઈ અને હાથમાં કથીરની ચુડી" એવું થાય. એ વિષય જાણી સર્વ બ્રાહ્મણોએ આપણા બ્રહ્મત્વની જાગૃતિ રાખવી. એટલે પ્રભુએ આપેલા ઉત્તમ જન્મનું સાર્થક થયું એમ થશે.



॥ ॐ ॥

॥ विश्वकर्माय नमः ॥

# લોહાર, સુતાર, કંસારા, સલાટ અને સોની, મુખ્ય શ્રેષ્ટ પંચાલ બ્રાહ્મણ છે તે વિષે પ્રમાણ.

શ્રીમત્ ॐ આચાર્ય પરિવ્રાજક વિદ્વત્ સરસ્વતી સ્વામી શ્રી રાજરાજેશ્વર, મુખ માસીત્ પંચાલ બ્રાહ્મણ નામના પુસ્તકમાં લખે છે કે—

શ્રી વિશ્વકર્મા ॐ પરમાત્મા જગદિશ્વર પરમશિવથી ઉત્પન્ન થયેલા પંચાલશિલ્પિઓ મુખમાસીત બ્રાહ્મણ છે તે વિષે નીચે પ્રમાણે પ્રમાણ છે—

નારાયણ સ્મૃતિનો ૮ અ. ૫ અનુવાક. ૧ પ્રશ્ન.

श्लोक.

ॐकार प्रभवोवेदा। ॐकारप्रभवोस्वरः।
ॐकारप्रभवं सर्वे। त्रैलोक्यं सचराचरम्॥

અર્થઃ—ૐકારરૂપ વિશ્વકર્મા પ્રભુથી વેદ ઉત્પન્ન થયા, તેમજ સ્વર તેમજ સર્વ ત્રૈલોકય સચરાચર તે પણ ૐકારથી ઉત્પન્ન થયું તે ૐકારરૂપ પરમાત્મા વિશ્વકર્માથી મુખ-માસીત્ પંચાલ બ્રાહ્મણ ઉત્પન્ન થયા છે, તે વિષે પ્રમાણ પદંભુ પદ્ધતિ ૭. અ. ૫. અંકમાં કહેલું છે કે—

श्लोक.

प्रथमं तारकाकारं। द्वितीयंदंडकोच्यते॥
तृतीयं कुंडलिप्रोक्तं चतुर्थमर्धचंद्रकः॥ १॥
पंचमं बिंदु संयुक्तं। एवंमोंकार लक्षणम्॥
ॐकार प्रभवोक्षेयो। वर्णानां प्रणवोगुरु॥२॥

અર્થઃ—પ્રથમ તારકાકાર કહેતાં અકાર.
બીજે દંડાકાર કહેતાં ઉકાર.
ત્રીજે કુંડલી કહેતાં મકાર.
ચોથે અર્ધચંદ્રિકા કહેતા અમાત્રા.
પાંચમે બીંદુ કહેતાં અનંત માત્રા.

આ પાંચે મળીને ૐ કહેવાય છે. આ પાંચ ભગવાન પરમ શિવના પાંચ મુખથી ઉત્પન્ન થયા જે મુખમાસીત બ્રાહ્મણો મનુ–મય–ત્વષ્ટા–શિલ્પિ–દૈવજ્ઞ એ પાંચે મળી ૐ થયું અને તે પાંચે ૐ રૂપજ છે તે વિષે પ્રમાણ. વિદ્યાઆરણ્યભાષ્યનો–૧૧–અ. અનુવાક્–૭ પ્રશ્ન ૨૧–માં કહેલું છે.

શ્લોક.

અકાર મનુરૂપંચ । મથો વૈ દંડકોચ્યતે ।।
વર્તુલાકાર ત્વાષ્ટંચ । શિલ્પિકો અર્ધ ચંદ્રમઃ।।
દૈવજ્ઞં બિંદુ રૂપાણિ । એવમોંકાર લક્ષણમ્ ।।
એવં ત્રિભુવન રૂપં । દૃશ્યાદૃશ્યન્ન સંશયઃ ।।

અર્થ:—અકાર તે મનુ ૧, ઉકાર તે મય ૨, મકાર તે ત્વષ્ટા ૩, અર્ધ ચંદ્રિકા તે શિલ્પી ૪, બિંદી તે દૈવજ્ઞ ૫ રૂપ છે. તે આ ૐ કારરૂપ જે આદ્ય પરમાત્મા વિશ્વ-કર્મા તેઓના પાંચ મુખ મળીને ૐ કહેવાય તે આ પાંચ મુખથી પાંચ મુનિશ્વરો ઉત્પન્ન થયા છે તેનો પુનર્જન્મ તે વિષે પ્રમાણ. શુધ. ના૦ અ૦ ૭–શ્લોક ૨૬.

શ્લોક.

પંચ બ્રહ્મ પુનર્જન્મ, પંચ વક્ત્રસ્ય ગર્ભજં ॥
પંચ દાસાખ્યતત્વંચ, દ્વીતિયસ્તુ મુનીશ્વરઃ ॥

અર્થ:—પંચ બ્રહ્મ એ પ્રથમ ઓંકારને ઠેકાણે ઉત્પન્ન થયા ત્યારપછી વિરાટ વિશ્વ-કર્માના પાંચ મુખથી પાંચ પ્રકારે નામોથી તત્વો ઉત્પન્ન થયાં, તે મુનિ એટલે મનન કરનાર મનુમય ત્વષ્ટા શિલ્પિ દૈવજ્ઞ એ

ઓનો આ ફરી અવતાર થયો. તે વિષે પ્રમાણ શું—ના૦ અ૦ ૭ માં કહેલું છે.

શ્લોક.

તૃતિયં જન્મ ભેદં ચ, સકલૈઃ કારણૈઃ શ્રુણુ ॥
મનુઃ પૂર્વ મુખોદ્‌ભુતો, મયો યામ્ય મુખોદ્‌ભવઃ
પશ્ચિમાસ્યે ભવો ત્વષ્ટા, શિલ્પિ
ચૈવોતરાસ્યતઃ ॥
ઉર્ધ્વાસ્યે દૈવજ્ઞ સંભૂતિઃ પંચ ગર્ભ મુનિશ્વરાઃ

અર્થઃ—બધા વિશ્વના ઉપયોગના માટે પાંચ જે મુખમાસિત્ બ્રાહ્મણ એમનો આ ત્રીજો અવતાર છે. ઓંકારથી જે વિરાટરૂપ વિશ્વકર્મા થયા તેમના પાંચ બ્રાહ્મણ ઉત્પન્ન થયા તે એવા જે મનુ એ પૂર્વ મુખથી, ને મય એ દક્ષિણ મુખથી, ત્વષ્ટા એ પશ્ચિમ મુખથી, શિલ્પી એ ઉત્તર મુખથી, ને દૈવજ્ઞ એ ઉર્ધ્વ મુખથી ઉત્પન્ન

થયા. એ પાંચ બ્રાહ્મણો પાંચ મુખથી ઉત્પન્ન થયા. એમ એ ગર્ભથી મુનિ કહેતાં મનન કરનારા છે ને તેઓ મુખમાસીત્ જે પાંચ બ્રાહ્મણ છે તે વિષે વશિષ્ટ રૂષિએ પૃથુરાજા, સૌનક રૂષિઓ વિગેરેને વિશ્વકર્માના મુખથી ઊત્પન્ન થયેલા જે બ્રાહ્મણ તેમની કથા સંભળાવી છે તે વિષે પ્રમાણ.
વશિષ્ટ પુ. કા. ૩. અ. ૬ શ્લો. ૧૪૦૧૫-૧૬

શ્લો

વિશ્વકર્મ મુખોદ્ભુતા, બ્રાહ્મણાઃ પંચ કીર્તિતાઃ
સદ્યોજાત મુખેજાતઃ સાનગો વિશ્વકર્મણઃ૧૪
વામદેવ મુખે જાતો, બ્રહ્મર્ષિસ્તુ સનાતનઃ ।।
અઘોર મુખ સંજાતો અહભુન્ વૈશ્વકર્મણઃ૧૫
તત્પુરૂષ મુખેજાતઃ પ્રત્નો સૌ વૈશ્વકર્મણઃ ।।
તસ્યેશાન મુખેજાતઃ સુપર્ણો વૈશ્વકર્મણઃ ૧૬
અયસાંચ મનુઃ કર્ત્તા, કાષ્ટકારો મયઃ સ્મૃતઃ।।

ત્વાષ્ટ્રિકં કાંસ્ય કર્ત્તા ચ, શિલા કર્તાચ
શિલ્પિકઃ ॥૨૩॥
દૈવજ્ઞઃ સ્વર્ણકારશ્ચ પંચાનાં કર્મ પંચકમ્ ॥
યો વેદ પંચકર્માણિ સર્વ પાપૈઃ પ્રમુચ્યતે ૨૪

**અર્થ:**—આાં વિશ્વકર્મા પરમ શિવના પાંચ મુખથી ઉત્પન્ન થયેલા જે પાંચ મુખમાસીત્ બ્રાહ્મણ છે જેવા કે—સદ્યોજાત મુખથી સાનગરૂષી મનું બ્રાહ્મણ કહેતાં લોઢા આદીનું કામ કરનાર લોહાર, વામદેવ મુખથી સનાતન રૂષી ( મય બ્રા ણ ) કહેતાં સુતાર કાષ્ટનું કામ કરનાર, અઘોર મુખથી અહુભુન રૂષી ( ત્વષ્ટા બ્રાહ્મણ ) કહેતાં કંસારા તાંબા કાંસાદિનું કામ કરનાર, તત્પુરૂષ મુખથી પ્રત્નઋષિ ( શિલ્પી બ્રાહ્મણ ) સોમપરા સલાટ પથરનું કામ કરનાર. ઉર્ધ્વ મુખથી સુપર્ણ ઋષિ ( દૈવજ્ઞ બ્રાહ્મણ) સોની

સોના આદિનું કામ કરનાર, એ પાંચ જે મુખમાસીત્ બ્રાહ્મણ તેમનાં એ પાંચ કર્મ તથા પાંચેના પાંચ વેદ તે વિષે પ્રમાણ. યજુર્વેદની શ્રુતિ.

## શ્લોક.

અયો મનુસ્તુ રૂગ્જાતં, મયો દારૂ યજુસ્તથા ।
તામ્રં ત્વષ્ટારજ: સામ, શિલાશિલ્પીત્વથર્વણ:
રૌપ્ય: સ્વર્ણાર્કિ: પ્રણવં, પંચ બ્રહ્મ વિધીયતે ।

વળી, પ્રણાણ લી૦ શૈ૦ શ્લોક૦ ૨૫.

રૂગ્વેદશ્ચ મનોશ્ચૈવ, યજુર્વેદો મયસ્ય ચ ।।
સામવેદ ત્વાષ્ટ્રિકસ્ય, ત્વથર્વા શિલ્પિકસ્ય ચ ।।

**અર્થ**:—મનુનો રૂગ્વેદ, મયનો યજુર્વેદ, ત્વષ્ટાનો સામવેદ, શિલ્પીનો અથર્વવેદ, અને દૈવજ્ઞનો પ્રણવવેદ. આ પાચ મુખમાસીત્ બ્રાહ્મણ છે તે વિષે પ્રમાણ યજુર્વેદ-૩૧. અ૦ ૧૧-મંત્ર.

બ્રાહ્મણોઽસ્ય મુખમાસીત બાહુરાજન્ય કૃતઃ
ઉરૂતદસ્ય યદ્ વૈશ્ય પદ્દભ્યાં શુદ્રો અજાયત.

**ભાવાર્થ**:—વિશ્વબ્રહ્મ વિશ્વકર્મા જે ઓં પરમ શિવના મુખથી ઉત્પન્ન થયેલા તે બ્રાહ્મણો, ભૂજાથી ઉત્પન્ન થયા તે ક્ષત્રી. નાભીથી ઉત્પન્ન થયા તે વૈશ્ય, પગથી ઉત્પન્ન થયા તે શુદ્ર, મુખથી ઉત્પન્ન થયા તે બ્રાહ્મણ પચ દ્રાવિડ તથા પંચ ગૌડ અથવા એકસો સત્તાવીશ જાતના બ્રાહ્મણોની શાખાઓ છે. તે ભગવંતના મુખથી ઉત્પન્ન થયા એવું વેદને વિષે પ્રમાણ નથી ત્યારે તે કયાંથી થયા.

**ઉત્તર**:—વેદમાં એમ કહ્યું છે જે સત્વ ગુણના કર્મ કરે તે બ્રાહ્મણ, તમોગુણના કર્મ કરે તે ક્ષત્રી, રજોગુણના કર્મ કરે તે વૈશ્ય. રજો તમોથી મીશ્ર કર્મ કરે તે શુદ્ર. માટે ગુણ અને કર્મ પ્રમાણે જાતિ કહેવાય

છે તેથી આ ઋષિ પુરૂષો તપ બળ તથા ગુણ અને કર્મ પ્રમાણે બ્રાહ્મણો થયા છે કાંઇ મુખમાસીત્ બ્રાહ્મણો છે એવું કાંઇ વેદને વિષે લખ્યું નથી. કીંવા બ્રહ્માથી પંચ ગૌડ અને પંચદ્રાવિડ અથવા એકસો સત્તાવીશ જાતના બ્રાહ્મણ બ્રહ્માના પુત્ર છે એમ કહેશો તો પણ બ્રાહ્મણ કહેવું સંભવતું નથી કીંતુ બ્રહ્મા તો વિષ્ણુ પરમાત્માની નાભીથી ઉત્પન્ન થયા છે તે સર્વ જગતને વિદીત છે ત્યારે યજુર્વેદના એકત્રીશમા અધ્યાયમાં અગ્યારમા મંત્રમાં કહ્યું છે જે પરમાત્માની નાભીથી ઉત્પન્ન થયા તે વૈશ્ય. ત્યારે નાભીથી તો બ્રહ્મા ઉત્પન્ન થયા છે ત્યારે વેદના આધાર પ્રમાણે બ્રહ્માજી વૈશ્ય છે ત્યારે બ્રહ્માના પુત્ર કહેતા હોય તો એ બ્રાહ્મણ નહિ તેથી ઋષિલોકોને તો તપ વડે તથા ગુણ અને કર્મ પ્રમાણે બ્રહ્મપ-

દની પ્રાપ્તી થઈ છે કીંવા તે ઋષિ પુરૂષોની માતુશ્રી તથા પીતાશ્રી બ્રાહ્મણ ન હતા તે લોકો જે યોનિમાંથી ઉત્પન્ન થયા છે તથા તેમના માતા પીતાનું નામ વિગેરે ઉત્પત્તી વજ્રસુચી ઉપનિષદમાં કહ્યું છે.

શ્લોક.

ઋષિઃ શૃંગી મૃગીજાતઃ, કૌશિકો ગાધિનંદનઃ
જંબુકો જંબુકોત્પત્તિ–ગૌતમો ગોત સંભવઃ॥
વાલ્મીકઃ શરભોત્પત્તિ–રાગસ્ત્ય: કુંભ સંભવઃ
વ્યાસો લુબ્ધક સંભૂતો, વસિષ્ઠઃ ઉર્વશી સુતઃ।
નારદો રજકી પુત્રઃ કૌંડણ્યો મંડુકી સુતઃ ॥
સાંખ્યઃ શ્વપચ સંભૂતો, ગાર્ગેયો ગર્દભી સુતઃ
શુનકી ગર્ભ સંભૂત, શૌનકસ્તુ મહા મુનિઃ ॥
પ્રમાણ બીજું શ્લોક પદ્મ પુ. ઉત્તર ખ. અ. ૪

શ્લોક.

દેવો મુનિર્દ્વિજો રાજા, વૈશ્ય શુદ્ર બિડાલકા ।
પશુ મ્લેછશ્ચ ચાંડાલો, દશ વિપ્રા પ્રકીર્તિતા ।

અર્થ:—ઉપરના વેદવાક્ય પ્રમાણે તથા વજ્રસુચી ઉપનિષદ્‌ના આ લેખ જોતાં ઉપર પ્રમાણે કહેલા રૂષિઓની ઉત્પત્તિ આવી નીચ યોનીથી થયેલી છે તોપણ ગુણકર્મ અથવા તપ બળથી આવા મોટા મહાત્મા કહેવાય છે અને ગુરૂપદ મેળવ્યું છે તો શ્રી વિશ્વકર્મા વંશય પરમ શિવના મુખથી ઉત્પન્ન થયેલા મુખમાસીત્ પંચાલ બ્રાહ્મણ છે તે વિષે પ્રમાણ યજુર્વેદ. અરન. પ્રશ્ન ૧૦. અ૦ ૧૭ મંત્ર ૨૧.

ઓં સદ્યોજાત મુખમાસીત્–મનુવિશ્વકર્મણ ઉદભવતી ઓં વામદેવ મુખમાસીત્ મય વીશ્વકર્મણ ઉદભવતી ઓં અઘોર મુખમાસીત્ ત્વષ્ટા વિશ્વકર્મણ ઉદભવતી ઓં તત્પુરૂષ મુખમાસીત્ શિલ્પી વીશ્વકર્મણ ઉદભવતી ઓં ઇશાન મુખમાસીત દેવજ્ઞ વીશ્વકર્મણ ઉદભવતી ઓં શાંન્તીઃ–૩

અર્થ:—વૈરાટસ્વરૂપ જે આદ્ય પરમાત્મા પરમશિવના મુખથી મુખમાસીત્ પાંચ મુનીશ્વરો ઉત્પન્ન થયા, પુર્વ મુખથી સાનગ રૂષી ઉત્પન્ન થયા, મનુ બ્રાહ્મણ કહેતાં લોહાર. દક્ષિણ મુખથી સનાતન રૂષી ઉત્પન્ન થયા, મય બ્રાહ્મણ કહેતાં સુથાર. પશ્ચિમ મુખથી અહભુન રૂષી ઉત્પન્ન થયા, ત્વષ્ટા બ્રાહ્મણ કહેતાં કંસારા. ઉત્તર મુખથી પ્રત્ન રૂષી ઉત્પન્ન થયા. શિલ્પી બ્રાહ્મણ કહેતાં સલાટ. ઉર્ધ્વ મુખથી સુપર્ણ રૂષી ઉત્પન્ન થયા. દૈવજ્ઞ બ્રાહ્મણ કહેતાં સોની એ પાચે રૂષીના વંશ તે પંચાલ મનુ મય ત્વષ્ટા શિલ્પી દૈવજ્ઞ એ પાંચેને પાંચ રૂષીએ કન્યા આપેલી છે. તે વીષે પ્રમાણ સ્કં૦ બા૦ અ૦ ૮ વીશ્વબ્રહ્મ કુલોત્સાહ પ્ર૦ ૧૮ લીટી ૨૮ માં તથા બ્રાહ્મણ વિચાર નામના ગ્રંથના અધ્યાય ૮ માં કહેલ છે જે—

મનુ બ્રાહ્મણની સ્રી કાંચના તે અંગીરા રૂષીની કન્યા, મય બ્રાહ્મણની સ્રી સુલોચના તે પરાશર રૂષીની કન્યા, ત્વષ્ટા બ્રાહ્મણની સ્રી જયંતી તે કૌશક રૂષીની કન્યા, શિલ્પી બ્રાહ્મણની સ્રી કરૂણા તે ભૃગુરૂષીની કન્યા, દૈવજ્ઞ બ્રાહ્મણની સ્રી ચંદ્રીક રૂષિની કન્યા. આ પાંચ મુખમાસીત્ બ્રાહ્મણોના વંશજોને વેદાદી ષટકર્મ કરવાનો અધિકાર છે તે વીષે પ્રમાણ—

યજુર્વેદઅષ્ટક ૨ પ્રશ્ન ૫ અનુવાક ૧.
વીશ્વરૂપો વૈત્વાષ્ટ્ર: પુરોહીતો દેવાનામાસીત
અસ્યાર્થ તુ વિદ્યારણ્ય ચરણૌ.

અર્થ:—એ છે જે આદ્ય પરમાત્મા વીશ્વકર્મા ઓં શિવકલ્યાણ સ્વરૂપ તેઓની સંતતિ મુખમાસીત્ પંચાલ બ્રાહ્મણો મનુ ત્વષ્ટા વીગેરે એ દેવોનું પુરોહીતપણું કરેલું

છે. એમ વેદાદી સતશાસ્ત્રનું કહેવું છે. તે માટે પંચાલ બ્રાહ્મણોને વેદાદી ષટકર્મનો અધીકાર છે. તે વીષે પ્રમાણ ૨૪ અથર્વ કાંડી.

પંચાલાનાંચ સર્વેષાં, આચાર ઇતી ગીયતે ।
અષ્ટાંગ યોગઃ ષટકર્મ, પંચયજ્ઞા ઇતી શ્રુતિઃ ૫

અર્થઃ—સર્વે પંચાલનો આચાર એવો છે જે તેમણે અષ્ટાંગયોગ, ષટકર્મ ( વેદ ભણવા અને ભણાવવા, યજ્ઞ કરવા અને કરાવવા, દાન લેવું અને દેવું ) અને પંચમહાયજ્ઞ વિગેરે વેદોક્ત કર્મકાંડ વિગેરે ક્રીયા કરવાનો અધીકાર છે. એવું વેદાદી શતશાસ્ત્રનું કહેવું છે ને અમારો પણ એજ મત છે કિંવા આદ્યપરમાત્મા જે વિશ્વકર્મા વિશ્વબ્રહ્મ પરમાત્મા શિવ છે. તે વિશે પ્રમાણ.

[૧]શ્લોકઃ—કિં ૐ સ્વિદાસીદધિષ્ટાન મારમ્ભણ કલમ સ્વિત કથસીત્ર મ યતે ભૂમિ

જનયન વિશ્વકર્મા વિદ્યામૌર્ણોન્મહિના વિશ્વ ચક્ષા ॥ ૨૫-૧૧ ॥ યજુ. ૧૭ ॥ ૧૯ ॥

અર્થ:—સર્વસાક્ષી વિશ્વપાલક વિશ્વકર્મા, સર્વજ્ઞ એજ આ જગતના આધાર અને ઉત્પન્ન કર્તા છે, અને સર્વવ્યાપક છે તે વિષે બીજું પ્રમાણ,

શ્લોકઃ—વિશ્વતશ્ચક્ષુરૂત વિશ્વતો મુખો વિશ્વતો બાહુરૂત વિશ્વ તસ્પાત સ બાહુ ભ્યાં ધમતી સંપતંત્રે દ્યાવા ભૂમિ જનયન્દેવ એક ॥ ૧૨ ॥ ૧૨ ॥ યજુ ૧૭ ॥

અર્થ:—સર્વવ્યાપક સર્વદ્રષ્ટા પરમેશ્વર, વિશ્વકર્માએજ આ વિશ્વ રચી છે, અને તે એકજ, અનેક નથી. એ પ્રમાણે યજુર્વેદમાં ઘણા મંત્ર છે એજ પ્રમાણે સામવેદમાં પણ ઉત્તરાર્ધમાં ઉપલાજ અર્થના મંત્ર છે. કિંવા આદ્ય પરમાત્મા જે ઓં

વિશ્વકર્મ જે પરમ શિવના પંચમુખથી ઉત્પન્ન થયેલ મનુ, મય, ત્વષ્ટા, શિલ્પી, અને દૈવજ્ઞ એ પાંચે ગર્ભથીજ બ્રાહ્મણ છે. તે વિષે પ્રમાણ શિલ્પશાસ્ત્ર.

શ્લોક.

વિશ્વકર્મ કુલેજાત્તા, ગર્ભ બ્રાહ્મણ નિશ્ચિતા: ।
શુદ્રત્વં નાસ્તિ તદ્વંશે, બ્રાહ્મણો વિશ્વકર્મણઃ ॥

**ભાવાર્થ:**—ભગવાન વિશ્વકર્મા ( પરમ શિવ ) ના કુળમાં જે શિલ્પિ ઉત્પન્ન થ-ચેલા છે તે સર્વ ગર્ભથીજ બ્રાહ્મણ છે; અને ત્રણે કાળમાં તેના વંશમાં શુદ્રપણું છેજ નહિ.

શંકા હરિશ્ચંદ્રની

પરમશિવ જે વિશ્વકર્મા તેઓના મુખથી ઉત્પન્ન થયા, જે પંચાલ મનુ, મય, ત્વષ્ટા, શિલ્પિ, દૈવજ્ઞ, તે વિષે કંઈ પ્રમાણ છે ?

**ઉત્તર:**—વિદ્વત્ સરસ્વતી.

પ્રમાણ વશિષ્ટ. પુ. કાંડ ૩. અ. ૬ માં કહ્યુંછે.

શ્લોક.

વિશ્વકર્મા પરબ્રહ્મ જગદાધાર સૂત્રકઃ ॥
તન્મુખાની તુ વૈ પંચ પંચ બ્રહ્મેત્યુદાહૃતમ્ ॥

ભાવાર્થઃ—જગતના આધાર એવા જે વિશ્વકર્મા પરિબ્રહ્મ છે; તેના પાંચ મુખથી પાંચ બ્રાહ્મણ મનુ, મય, ત્વષ્ટા, શિલ્પિ અને દેવજ્ઞ ઉત્પન્ન થયા છે; અને તેઓના વંશમાં જે શિલ્પિઓ ઉત્પન્ન થયેલા છે તે સર્વ ગર્ભથીજ બ્રાહ્મણ છે અને સાનગ રૂષિએ સર્વ દેવોને હથીઆર આપેલાં છે, તે વિષે પ્રમાણ-સ્મૃતિ—

શ્લોકઃ—સાધનં નાસ્તી સર્વત્ર, લોકાનાં સર્વ સાધકઃ ॥ કરોતિ લોહ કર્માણિ, લોકો રક્ષતિ સાનગઃ ॥૨॥ દદૌઅસ્ત્રાણિ દેવાનાં, દુષ્ટ નિગ્રહ કારણાત ॥ સચ સર્વ જગ-

ત્કર્તા । સદ્યોજાત મુખોદ્ભવઃ ॥૩॥ શુલં દદાતિ ભર્ગાય, ચક્રં દત્તં ચ વિષ્ણુવે ॥ પાશસ્તુ બ્રહ્મણે દત્તો, નિર્મુર્ત્માત્મગ સાનગ ॥૪॥ આનો ભાવાર્થ એવો છે જે સદ્યો-જાત મુખથી ઉદ્ભવ થયેલા સાનગરૂષિ લોખંડનું કામ કરનાર તેમણે દેવતાઓને દુષ્ટ અસુરનો નાશ કરવા તોમર, બંદુક, તલવાર, ભાલા, બરછી, સુદર્શન, વિષ્ણુનું અખંડ હાથમાં ધારણ કરવાનું ચક્ર તથા ફરશુરામની ફરસી તથા વજ્ર તથા સૂર્યને શુલ બ્રહ્માને પાસી એવા કેટલાક ઓજાર કરી આપેલાં છે માટે જગત્કર્તા સાનગ રૂષીને વારંવાર નમસ્કાર હો, તેવી રીતે સનાતન રૂષિ અહભુન રૂષિ પ્રત્નરૂષિ અને સુપર્ણ રૂષી થયા છે. આ પાંચે રૂષિનાં વંશ પાંચ જે લોહાર, સુતાર વિગેરે છે.

તેમના વિસ્તારથી ટુંકાણ રાખ્યું છે. માટે આ પાંચે મુખમાસીત્ બ્રાહ્મણો છે, અને દ્વારકાવાસી કૃષ્ણ તથા ત્યાંના લોકો લક્ષ્મીની ઇચ્છા માટે ભગવાન પરમશિવ જે વિશ્વકર્મા તથા તેઓના પાંચ પુત્રોની પુજા કરતા હતા તે વિષે પ્રમાણ—પદ્મ પુ. ભૂ અ. ૨૫

શ્લોક.

પંચભિ: સહિત: પુત્રૈર્વિશ્વકર્મા ગિરીંદ્રજે ॥
દ્વારકાવાસિભિર્નિત્યં,શ્રીકામૈ: પુજ્યતે સદા ॥

**ભાવાર્થ**—હે પાર્વતિ, મનુમય ત્વષ્ટા, શિલ્પિ તથા તક્ષા આ પાંચ વિશ્વકર્માના પુત્રો લક્ષ્મીની પ્રાપ્તિની ઇચ્છાવાળા દ્વારકાનીવાસી નિત્ય પુજા કરતા હતા. તેથી આદ્ય પરમાત્મા વિશ્વકર્મા જે શિવ તેમના જે પાંચ પુત્ર તેઓ મુખમાસીત્ બ્રાહ્મણ છે તેમની પુજા કરી અને ભોજન જમાડે તે

એક હજાર ક્રોડ વેદ પાઠી બ્રાહ્મણને જમાડ્યાનું પુન્ય છે. આવું મહાત્મ્ય પંચાલ બ્રાહ્મણનું છે. તે વિષે પ્રમાણ—સ્મૃતિ શિલ્પ શાસ્ત્ર.

શ્લોક.

શુદ્રકોટિ સહસ્ત્રાણા, મેકો વિપ્ર પ્રતિષ્ટિતઃ॥
વિપ્રકોટિ સહસ્ત્રાણા, મેક શિલ્પિ પ્રતિષ્ટિતઃ૧

**અર્થઃ**—હજાર ક્રોડ શુદ્રને જમાડ્યાનું જે ફળ તે વેદના જાણવાવાળા એક વિપ્રને જમાડ્યા બરાબર છે. અને હજાર ક્રોડ વેદના જાણવાવાળા વિપ્રને જમાડ્યાનું જે ફળ તે એક વિશ્વકર્મા વંશજ પંચાલને જમાડ્યા બરાબર છે. કારણ વિશ્વ કર્મા ( પરમશિવ ) મુખોદ્ભવ થએલા પવિત્ર સંતાનોને તૃપ્ત કરવાથી સર્વ દેવ સહિત ભગવાન સદાશિવ પ્રસન્ન થાય છે કારણકે તેમના પુત્ર પણ વિશ્વરૂપજ છે,

માટે તેમને હરેક પ્રકારથી તૃપ્ત કરવા એવો શાસ્ત્રનો મત છે કારણ કે જગત્‌ના પરમ ઉપકારના કર્તા છે, એજ બુદ્ધિથી વિચારો તો માલમ પડશે. કારણ કે વિશ્વકર્મા શિવ તથા તેઓના પાંચ પુત્રો પંચાલ પ્રતીમાની પુજા કરેલી છે, તે વિષે પ્રમાણ—

૩૬ યા૦ વસ્તુમાં લખ્યું છે જે—

શ્લોક.

પંચાલાસ્તે સદાપૂજ્યાઃ પ્રતિમા વિશ્વકર્મણઃ।

**ભાવાર્થ**—પાંચ પાંચાલ તે વિશ્વકર્માની પ્રતિમા છે, માટે તેની હમેશાં પૂજા કરવી—

કિંવા ભગવાન આદ્યપરમાત્મા જે આં તે વિશ્વના કલ્યાણને માટે શિવ કહેવાય છે અને વિશ્વને ઉત્પન્ન કરે છે. તેથી વિશ્વકર્મા કહેવાય છે. બીજા પણ અનેક પ્રકારના પરમાત્માના નામો છે. માટે વિશ્વને

ઉત્પન્ન કરે છે. તેથી વિશ્વકર્મા કહેવાય છે. અને વિશ્વનું પોશણ કરે છે, માટે વિષ્ણુ કહેવાય છે. મહા પ્રલયમાં સર્વ વિશ્વને પોતાના વિષે લય કરે છે તેથી તેમનું નામ રૂદ્ર કહેવાય છે. માટે આ બધાં નામ પરમાત્માનાંજ છે એમાં કંઈ ભેદ સમજવા જેવું નથી. તે વિષે પ્રમાણ—

તૈત્તિરીયૈતરેયશ્વતાશ્વતરોપનિષદત્રયે શ્રુતિ. યો દેવાનાં પ્રથમં પુરસ્તાદ્ વિશ્વાધિપો રૂદ્રો મહર્ષીં ।। હિરણ્યગર્ભં પશ્યત જાયમાનં સંનોદેવઃ શુભયાસ્મૃત્યાસંયુનકતુ ।। જ્ઞાત્વા શિવં સર્વ ભૂતેશુ ગૂઢ વિશ્વસ્યૈક પરિ· વેષ્ટિતારં ।। જ્ઞાત્વા દેવં મુચ્યતે સર્વ પાશૈરેષ વેદો વિશ્વકર્મા મહાત્મા।।

**ભાવાર્થઃ**--વિશ્વકર્મા જગદિશ્વર મહાન રૂષિ સદાશિવ મૂર્તિ છે. ભગવાન

પરમશિવ અને વિશ્વકર્મા એકજ નામ છે. ચહાય તો વિશ્વકર્મા કહો, ને ચહાયતો પરમ શિવ કહો એમાં કાંઇ પણ ફેર નથી તેથી ભગવાન વિશ્વકર્માના મુખથી ઉત્પન્ન થએલા તમે મુખમાસીત્ પંચાલ બ્રાહ્મણો આવા શ્રેષ્ટ પદના અધિકારી થઇને વેદ ધર્મનો ત્યાગ કરો છે એ તમારી ઘણી ભુલ છે. કિંવા આ ભારત ભુમીના વિષે જન્મ લઇને જનોઇ, શિખા, ત્રિપુંડ્ર, ગાયત્રી વિગેરે ષટ્કર્મ જે નથી કરતો તે મનુષ્ય ઘણા દોષનો ભાગી થાય છે. તે વિષે પ્રમાણ--બ્રહ્મયામલમાં લખ્યું છે જે—

શ્લોક.

ઉપવિત શિખા બંધ મૂર્ધ્વ પુંડ્ર વિનાકૃતં ।
યોગોદાનં જપો હોમ; સ્વાધ્યાય પિતૃતર્પણં ।
ભસ્મીત ભવતિ તત્સર્વંમૂર્ધ્વ પુંડ્ વિનાકૃત મ!

અર્થ:—ઉપવિત, શિખાબંધન, ઉર્ધ્વ-પુંડ્ર અથવા ત્રિપુંડ્ર કર્યા વગર યોગ, દાન, જપ, હોમ, સ્વાધ્યાય અને પિતૃતર્પણ એ સર્વ બળી જાય છે. માટે યજ્ઞોપવિત શિખાદિ જરૂર ધારણ કરવાં. યજ્ઞોપવિત અને શિખા વિશ્વકર્માના પુત્રોએ તથા દ્વિજોએ ધારણ કરવાં, જો ન કરે તો શુદ્ર કહેવાય અને ઉપર લખેલાં જે સુકૃત તેનું ફળ બિલકુલ ન મળતાં બળી ભસ્મ થાય છે. માટે અવશ્ય ધારણ કરવાં જોઇએ. બ્રહ્મ ડ પુરાણમાં પણ તે પ્રમાણે બતાવ્યું છે. વળી આન્હિક સુત્રાવલિમાં ગ્રંથાંતરનું વાકય છે કે—

શ્લોક.

સ્નાનેદાને જપે હોમે સંધ્યાયાં દેવતાર્ચને ।
શિખા ગ્રંથિવિના કર્મ ન કુર્યાદ્વૈ કદાચ ન ।।

અર્થ—સ્નાનમાં, દાનમાં, જપમા, હોમમાં, સધ્યામાં અને દેવતાની પૂજામાં વગેરે વૈદિક કર્મો શિખા બાંધ્યા સિવાય કદી પણ કરવાં નહિ. તેથી દ્વિજ વર્ગવાળા પુરૂષોને હમેશાં સધ્યોપાસના કરવી જોઇએ તે ન કરે તો શુદ્રની માફક થાઓ છો. તે વિષે પ્રમાણ. મરૂચી મુનીનું કહેવું છે.

શ્લોક.

સંધ્યાયેન ન વિજ્ઞાતા સંધ્યાયેન નોપાસિતા ।
જીવમાનોભવેત્ શુદ્રોમૃત્યસ્વાચાભિજાયતે ॥

આનો અર્થ એ છે જે જેણે સંધ્યા-જાણી નથી. અને સંધ્યોપાસના કરી નથી તે દ્વિજ જીવતાં શુદ્ર જાણવો અને મર્યા પછી કુતરાનો અવતાર થાય છે. તેથી હમેશાં ષટ કર્મો કરવાં જોઇએ.

ઔદીચ્ય સહસ્ર વંકટ રામાત્મજ હરિકૃષ્ણ શર્મા પોતાના બ્રાહ્મણોત્પત્તિ માર્તણ્ડ નામના પુસ્તકમાં–અથ–પાંચાલ બ્રાહ્મણો પ્રકરણમ્‌ ॥૫૧॥ પૃષ્ટ ૫૬૨ માં લખે છે કે

# પંચાલ બ્રાહ્મણ.

## શિવ પાંચાલ–બ્રહ્મપંચાલ–ઉપપાંચાલ.

હવે શિવ પાંચાલ બ્રાહ્મણ, બ્રહ્મ પાંચાલ બ્રહ્મણ, ઉપ પાંચાલ બ્રાહ્મણોની ઉત્પત્તિ કહે છે એમાં પહેલા શિવ પાંચાલનો ભેદ કહે છે. શિવ પાંચાલ જે છે તે **પંચમુખી પરમેશ્વર** જે શિવ એમના **પાંચ મુખથી** એમના પંચ કર્મ સહ વર્તમાન **લોકના** હિત કરવાના વાસ્તે ઉત્પન્ન **થયા** છે

॥૧॥ એ શિવ પાંચાલોના પાંચ નામ કહે છે, મનુ, મય, ત્વષ્ટા, શિલ્પિ, અને દૈવજ્ઞ, એ પાંચ શિવ પાંચાલ બ્રાહ્મણ ગ્રથોમાં કહેલા છે ॥ ૨ ॥ શિવ પાંચાલના પાંચ કર્મ કહે છે. મનુ શસ્ત્રાદીક નિર્માણ કરી લોકસંહાર કરનારા, મય લોકના કામમાં આવે એવા કાષ્ટના પદાર્થ બનાવી લોકોને પાલન કરનારા, ત્વષ્ટા લોકોના હિતને વાસ્તે અનેક પદાર્થ ઉત્પન્ન કરનારા, શિલ્પિ ઘર, કિલ્લા, કોટ, દેવમંદિર બનાવનારા, ॥૩॥ દૈવજ્ઞ લોક હિતાર્થ સુવર્ણના અલંકાર કરનારા એવા એ પંચકર્મ કરનારા શિવ પાંચાલ લોક હિતાર્થ ઉત્પન્ન થયા છે ॥ ૪ ॥ હવે પાંચોના લક્ષણ કહે છે જેના જાણવાથી શિલ્પના આચાર સ્પષ્ટ થાય છે ॥ ૫ ॥ મનુ શિવ સ્વરૂપી છે, મય વિષ્ણુરૂપી, ત્વષ્ટા

બ્રહ્મરૂપી, શિલ્પિ ઇંદ્રરૂપી, અને દૈવજ્ઞ સાક્ષાત નારાયણ રૂપી છે. એ પાંચેના સ્વરૂપ જે જાણે છે તે બધા પાપથી મુક્ત થાય છે ॥ ૬ ॥ ૭ ॥ હવે શિવ પાંચાલના ગુણ કહે છે. મનુ તમોગુણી, મય સત્વગુણી, ત્વષ્ટા રજોગુણી, શિલ્પિ સત્વરજ તમોગુણી ॥ ૮ ॥ અને દૈવજ્ઞ શુદ્ધ સત્વગુણી છે. એ પાંચ ગુણોને જે જાણે છે તે બધા બંધનથી મુક્ત થાય છે ॥ ૯ ॥ શિવ પાંચાલનાં વર્ણન કહે છે–મનુ સ્ફાટિક શરીરવાળા. મય નીલ-વર્ણ, ત્વષ્ટા લાલ વર્ણ, શિલ્પિ ધુમ્ર વર્ણ ॥૧૦॥ અને દૈવજ્ઞ સુવર્ણ સરખા પીત વર્ણ છે. એ પાંચ વર્ણોને જે જાણે છે તે બધા પાપથી મુક્ત થાય છે ॥ ૧૧ ॥ શિવ પાંચાલના પાંચ કુંડ કહે છે–મનુના ત્રિકોણ કુંડ, મયના ચતુષ્કોણ કુંડ, ત્વ-

ષ્ટાના વર્તુલ કુંડ, શિલ્પિના ષટકોણ કુંડ ॥૧૨॥ અને દૈવજ્ઞના અષ્ટકોણ કુંડ. એ પાંચ કુંડોને જે જાણે છે તે બધા દોષોથી મુક્ત થાય છે ॥ ૧૩ ॥ શિવ પાંચાલના દંડ કહે છે—મનુના દંડ રૂપાના છે, મયના વેણું દંડ છે, ત્વષ્ટાના તામ્રદંડ છે, શિલ્પિના લોહ દંડ છે ॥૧૪॥ અને દૈવજ્ઞના સુવર્ણના દંડ છે. એ પાંચ દંડને જે જાણે છે એ બધા ભયથી મુક્ત થાય છે ॥ ૧૫ ॥ શિવ પંચાલના સુત્ર કહે છે—મનુના રૂપાના સૂત્ર છે, મયના પદ્મસૂત્ર છે; ત્વષ્ટાના તા· મ્રસૂત્ર છે; શિલ્પિના કાર્પાશ સૂત્ર છે ॥૧૬॥ અને દૈવજ્ઞના સુવર્ણ સૂત્ર છે. એ પાંચ સુત્રોને જ જાણે છે તે બધા પાપથી મુક્ત થાય છે ॥૧૭॥ શિવપંચાલનાં કર્મ કહે છે—મનુ લોખંડ ધાતુઓના પદાર્થોને બનાવનાર; મય કાષ્ટોના પદાર્થોને બના-

વનાર; ત્વષ્ટા કાંસાના પદાર્થોને બનાવનાર; શિલ્પિ પાષાણોના પદાર્થોને બનાવનાર ॥ ૧૮ ॥ અને દૈવજ્ઞ સુવર્ણના પદાર્થોને બનાવનાર છે. એ પાંચ કર્મોને જે જાણે છે એ બધા પાપથી મુક્ત થાય છે ॥ ॥ ૧૯ ॥ શિવ પંચાલના પાચ વેદ કહે છે-મનુનો રૂગવેદ; મયનો યજુર્વેદ; ત્વષ્ટાનો સામવેદ; શિલ્પિનો અથવર્ણવેદ ॥ ૨૦ ॥ અને સુષુમ્ણાખ્યવેદ દૈવજ્ઞનો છે. એ પાંચ વેદોને જ જાણે છે તે સાયુજતાને પામે છે ॥ ૨૧ ॥ હવે લોકહિતાર્થ બ્રહ્મ પંચાલ, ઉપ પંચાલોની અને બીજી વર્ણોની એ ઉત્પતિ કહે છે ॥ ૨૨ ॥ વિશ્વકર્માની આજ્ઞાથી વૈરાજ શબ્દ વાચ્યદેવ ગણથી વરિષ્ટ જે બ્રહ્મદેવ એમણે ચૌદલોક ઉત્પન્ન કરી પછી ચાર મનુ ઉત્પન્ન કર્યા એ કહે છે ॥ ૨૩ ॥ ૨૪ ॥ વૈરાજ બ્રહ્માના મુખથી બ્રાહ્મણ સ-

ષ્ટિમાં ઉત્પન્ન કરનારા સ્વયભુવ મનુ થયા તે બ્રાહ્મણ છે; વૈરાજ બ્રહ્માના બાહુથી ક્ષત્રિય સૃષ્ટિમાં ઉત્પન્ન કરનારા ક્ષત્રિયરૂપ શ્વારોચી મનુ થયા ॥ ૨૫ ॥ વૈરાજ બ્રહ્માના ઉરૂ મંડલથી વૈશ્ય સૃષ્ટિમાં ઉત્પન્ન કરનારા વૈશરૂપ રેવત મનુ થયા; વૈરાજ બ્રહ્માના પાદ મંડલથી શુદ્ર વર્ણોને ઉત્પન્ન કરનારા શુદ્રરૂપ તામસ મનુ થયા ॥ ૨૬ ॥ હવે પ્રથમ જે સ્વયંભુ મનુ એમના છ પુત્ર થયા. અથર્વ વેદ; સામવેદ; યજુર્વેદ; રૂગ્વેદ ॥૨૭॥ વેદ વ્યાસ અને પ્રીયવ્રત એ છ પુત્ર બ્રાહ્મણ થયા. હવે ઉપ બ્રાહ્મણ કહે છે તે સાંભળો ॥ ૨૮ ॥ સ્વયંભુવ મનુથી ચાર ઉપ બ્રાહ્મણ થયા । એમા પહેલા શિલ્પાયન; ગૌરવાયન; કાયસ્થાયન; અને માગધાયન એવા એ ચાર ઉપ બ્રાહ્મણ કહેવાય છે ॥૨૯॥ અને પુર્વ અથર્વાદિક છઃ

પુત્ર સ્વાયંભુવના છે । એ મુખ્ય બ્રાહ્મણ કહેવાય છે ॥ ૩૦ ॥ જે જે મુખ્ય બ્રાહ્મણ છે એમને રૂગ્વેદાદી ચારે વેદોના અધ્યન કરવાના છે ॥૩૧॥ અને સ્વયંભુવના પુત્ર ૪ ઉપ બ્રાહ્મણ શિલ્પાયન કહેવાય છે ॥૩૨॥ એ ઉપવેદી ઉપ બ્રાહ્મણ છે એમના આયુર્વેદ; ધનુર્વેદ; ગાંધર્વ વેદ; અને શિલ્પ વેદ એ ચાર વેદોના કર્મથી અધ્યન કરવાનો ધર્મ છે ॥ ૩૩ ॥ હવે મુખ્ય બ્રાહ્મણ ઉપ બ્રાહ્મણોનો સાધારણ ધર્મ કહે છે. મુખ્ય બ્રહ્મ પંચાલ, ઉપ પંચાલ એમને શીખા, યજ્ઞોપવીત ધારણ, ગાયત્રી મંત્ર અને સંધ્યોપાસના કરવાનો ધર્મ છે ॥ ૩૪ ॥ ૩૫ ॥ ૩૬ ॥ અથવર્ણ વેદના ઉપવેદ શિલ્પવેદ છે એટલા માટે બધા શિલ્પિ અથ-વર્ણ નામથી કહેવાય છે ॥૩૭॥ સ્વયંભુવ મનુના ચાર પુત્ર ઉપ પંચાલ કહ્યા ।

એમાંથી જેષ્ટ પુત્ર જે શિલ્પાયન એમની સંતતી કહે છે। લોહાર, સુતાર, પાથરવટ, તાંબડકર, અને સોનાર એ પાંચ લોકોપકાર્થે થયાં ॥ ૩૮ ॥ હવે બધા પંચાલોની શાખાદિક કહે છે । બધાની વિશ્વકર્મા શાખા અને કૌડિન્ય ગોત્ર, આત્રેય ગોત્ર ભારદ્વાજ ગોત્ર, ગૌતમ ગોત્ર અને કાશ્યપ ગોત્ર એ પાંચ ગોત્ર પંચાલનાં છે । સદ્યો જાત પ્રવર, વામદેવ પ્રવર, અઘોર પ્રવર, તત્પુરૂષ પ્રવર, અને ઇશાન પ્રવર એ પંચ પ્રવર ક્રમથી જાણવાં । આશ્વાલાયન સૂત્ર, આપસ્તંબ સૂત્ર, દાક્ષાયણ સૂત્ર અને કાત્યાયન સૂત્ર એ પાંચ સૂત્ર ક્રમથી જાણવાં ॥૩૯॥ આ મુખ્ય પાંચાલ બ્રાહ્મણોના રૂદ્ર દૈવજ્ઞ ત્રિષ્ટુપ છંદ રૂદ્રી ગાયત્રી યોગ્ય છે ॥ ૪૦ ॥ આ બધાએ શિલ્પવેદની પાંચ સંહિતાનાં અધ્યન કરવાં જોઈએ ॥ ૪૧ ॥ શિલ્પાયનના મોટા પુત્ર

જે લોહાર એ મનુના શિષ્ય થઇને ધાતુ-
વેદ સંહિતાના પાઠ કરતા થયા ।। ।। ૪૨ ।।
સુત્રધાર જે સુતાર એ મયના શિષ્ય થઈને
સૂત્રધાર સંહિતા અને કોક શાસ્ત્રના પાઠ
કરતા થયા ।। ૪૩ ।। તામ્રકાર ત્વષ્ટાના
શિષ્ય થઇને તામ્ર સંહિતાના પાઠ કરતા
થયા ।। ૪૪ ।। શિલાકાર જે શિલ્પિના
સિષ્ય થઈને શૈલ સંહિતાના અધ્યયન કરતા
થયા ।। ૪૫ ।। તક્ષા જે સ્વર્ણકાર દૈવ-
જ્ઞના શિષ્ય થઈને સુવર્ણ સંહિતાના પાઠ
કરતા થયા ।। ૪૬ ।। સમસ્ત પંચાલો એ
શિલ્પ શાસ્ત્રની પાંચ સંહિતાનાં અધ્યયન
કર્યાં ।। ૪૭ ।। અને વિશ્વકર્મ શાખાથ
શિલ્પ વેદની પાંચ સંહિતાનાં અધ્યયન
કરશે અને એમના પુત્ર પૌત્રાદિક સંતાન
પણ મૃત્યુલોકમાં ઉપ બ્રાહ્મણ નામથી વિ-
ખ્યાત થશે. હવે પંચાલ જાતીના દેવતા

પાંચ કહે છે । જે વિશ્વકર્માના મુખથી ઉત્પન્ન થયા, ॥ ૪૯ ॥ મનુ, મય, ત્વષ્ટા, શિલ્પિ, અને દૈવજ્ઞ એ દેવતા જાણવા. એ પાંચે જણા સ્વર્ગમાં રહીને યજ્ઞનાં રક્ષણ કરતા પંચાલ જ્ઞાતિના મનોરથ પૂર્ણ કરે છે ॥ ૫૦ ॥ હવે પંચાલ જાતીના આચાર કહે છે । યમ. નિયમ. આસન. પ્રાણાયામ. પ્રત્યાહાર. ધારણા. ધ્યાન. સમાધિ કરીને આઠ અંગ અને ષટ્કર્મ અને પંચ મહાયજ્ઞ પંચાલોને માટે કહ્યા છે ॥ ૫૧ ॥ ષટ્કર્મ કયા તે કહે છે. યજન ( યજ્ઞ કરવા ) યાજન ( બીજાની તરફથી યજ્ઞ કરાવવા ) વેદ ભણવા. બીજાને વેદ ભણાવવા, દાન કહે છે–પરલોકાર્થ દ્રવ્ય સત્પાત્રને દેવું. પ્રતિગ્રહ કહે છે ( બીજાપર લોકાર્થ દ્રવ્ય આપે તો લેવાં ) એહ ષટ્કર્મ જાણવાં ॥ ૫૨ ॥ હવે પ્રાતઃકાલ મધ્યાહ્નકાલ સા-

યંકાલ ત્રિકાલ સ્નાન સંધ્યાવંદન અને અગ્નિમાં હોમ પંચાલોએ કરવાં ॥ ૫૩ ॥ નિત્ય કર્મ એને કહે છે જે કર્મ કરવાથી વિશેષ ફળ નહીં અને ત્યાગ કરવાથી ન પાપ થાય એવાં સંધ્યા વંદનાદિક. હવે નૈમિત્તિક કર્મ કોને કહેવાં તે કહે છે– જે કર્મ કરવાથી આપણી કામના પૂર્ણ થાય અને નૈમિત્તિક કર્મ જાણવાં; જેવાં વ્રતાદિક એવાં નિત્ય નૈમિત્તિક કર્મ પંચાલોએ કરવાં. પિતૃયજ્ઞ, ( શ્રાદ્ધ તર્પણ અતિથિ પૂજન ) ભૂત યજ્ઞ, બલિહરણ । દેવયજ્ઞ, દેવ પૂજા ॥ ૫૪ ॥ જપ યજ્ઞ ( એટલે ગાયત્ર્યાદિ જપ ) દેવતા તર્પણાદિક બ્રહ્મ યજ્ઞ એવાં એ પાંચ મહા યજ્ઞ ષટ્કર્મ અષ્ટાંગ યોગ એ ત્રણ આચાર અને પૂર્વોક્ત ત્રણ કર્મ કરવાનો પંચાલોને અધીકાર છે.

ૐ વિશ્વ બ્રહ્માએ નમઃ

જગત્ ગુરૂ શ્રી વિશ્વકર્મા ઉત્પત્તિ મનુ સંતા-
નોને પોતાના સ્વધર્મ વિષે

# ચેતવણી.

વિશ્વને કર્તા વિશ્વકર્મા ( પરમ શિવ ) ના પવીત્ર સંતાન ( લોહાર સુતાર વિગેરે ) લોહાર જ્ઞાતિને આ પત્રથી વિનંતિ કરવામાં આવે છે કે, હાલ સુધી આપણી ઉત્પતિ વિશે આપ સર્વે તદ્દન અજાણ હતા, પણ હાલ થોડી મુદતથી આપણા કેટલાક જ્ઞાતિ હિતેચ્છુઓએ આપણા આદિ અંતથી ચાલતા આવેલા ધર્મનું શાસ્ત્રો વિગેરેથી અવલોકન કરી તે પ્રચલીત કર્યો છે, અને હાલમાં વિશેષ કરીને ગુજરાત દેશમાં તેનો કેટલો બહોળો ફેલાવ થઈ તે તરફ તે ભા-

ઇઓના ચીત્તમાં કેટલો પ્રવેશ સ્વધર્મે કરી મુકયો છે તે બદલ આપ અમદાવાદ વિગેરે તરફનું અવલોકન કરશો તો આપને સહેજ જણાઇ આવશે. આ વાત આપ સર્વે ભાઇઓના જાણવામાં કમ જાદે પણ હશેજ છતાં અદ્યાપિ આપ સર્વે અઘોર નિદ્રામાં શા માટે સુઈ રહો છો ? હવે જાગૃત થઇ પોતાના કુળના સ્વધર્મ તરફ દ્રષ્ટી કરો અને તેમાં આપ પ્રવેશ કરી બીજાને પ્રવેશ કરાવા માટે પ્રયત્ન કરો અને ખરો ધર્મ ટકાવી રાખી તે તરફ તન, મન અને ધનથી પુર્ણ મદદ કરી તે મજબુત કરશો તો તેમાં આપણું નામ અવીચળ થશે. જેમ હરીશ્ચંદ્ર રાજાએ પોતાના સત્યના માટે કેટલું સંકટ સહન કર્યું હતું તે આપના જાણવા બહાર નહિજ હશે તો તેમનું નામ આ દુનિયામાં અમ્મર થયું છે તેવીજ

રીતે આ બાબતમાં આપ ઉત્સાહી થઈ પોત પોતાની હરેક બાબતથી બનતા પ્રયત્ન કરી તેમાં આપનું ચિત્ત પરોવશો એવી મારી નમ્ર વિનંતી છે, હાલમાં કેટલાક ભાઈઓનું નીચે પ્રમાણે કહેવું થાય છે.

૧ "આપણે પ્રમથ ગમે તેવા ઉંચા બ્રાહ્મણ હતા પણ હવે કંઈ બ્રાહ્મણ થઈ શકાય નહિ."

૨ "કદાચ આપણે હાલ યજ્ઞોપવીત ધારણ કરીશું પણ આપણે ગામમાં રહેવાનું હોવાથી ગામના લોકો આપણા ઉપર દ્વેશ કરશે તેમ આપણી મશ્કરીઓ પણ કરશે."

૩ "આપણે યજ્ઞોપવીત ધારણ કરીએ પણ પુજા વિગેરે નિત્ય કર્મ આવડતું ન

હોવાથી ઉલટા દોષના અધિકારી થઈએ."

૪ 'યજ્ઞોપવિત ધારણ કરવાનું કહેતાં અમુક જણા ધારણ કરે તો અમે કરીએ."

ઉપર પ્રમાણેની શંકાઓ કરી તે પ્રમાણે તેમના તરફથી ઉચારવામાં આવે છે પણ તે તદ્દન ખોટું અને કપોલકલ્પીત ભરેલું છે. કારણ કે—

૧ હાલના સમયમાં બ્રાહ્મણ વિગેરે વર્ણમાં કવચિત્ તે સ્વધર્મનો ત્યાગ કરી નીચ કર્મ કરી વટલે છે યા તો ધર્મને બટ્ટો લાગે તેવી નહિ છાજતી બાબતો કરે છે તો પણ તેને દેહશુદ્ધ પ્રાયશ્ચિત્ કરાવી નાતમાં લે છે. તેવીજ રીતે આપણે કંઈ હિંદુના મુસલમાન થયા નથી કે સ્વધ-

ર્મમાં આવી ન શકાય. આપણા લોકોએ નિચ શુદ્ર વર્ણનું અન્ન વિગેરે ભક્ષણ કરેલું હોવાથીજ આ નીચતા આવેલી છે એટલે તેને મુળ ધર્મમાં લાવવા માટે દેહશુદ્ધ પ્રાયશ્ચિત્ કરાવવું પડે છે અને તેમ કરવાથી પાછળ અઘોર કુકર્મ કરેલાં હોય તો તે તથા આવેલી નીચતાનો સમુળ નાશ થઈ મુળ સ્થીતીમાં આવે છે, તે પ્રમાણે હાલ અપાતી યજ્ઞોપવિતમાં દેહશુદ્ધ પ્રાયશ્ચિત્ કરાવવામાં આવે છે એટલે તે બાબત વિશેષમાં કાંઇ શંકા લાવવા જેવું નથી.

૨ આપણી જ્ઞાતિના લોકોને આ સમયના કોઇ પણ જાતિના લોકો કંઇ પણ ઉપદ્રવ કરી શકે તેવું દ્વાર ખુલ્લું રહેલું નથી. કારણ કે આપણા સ્વધર્મ વિશે કાશી વિગેરે પવિત્ર ધર્મ ક્ષેત્રો તથા શંકરાચા-

યોની સાથે વાદ વિવાદ થઇ તેમના તરફથી પણ સારી રીતે શાસ્ત્રાનુસાર આપણા સ્વધર્મને પુષ્ટી મળી સંમતી પત્ર થયેલા છે, તેમ આપણા જ્ઞાતિ લાઈઓએ દક્ષિણ વિગેરે વિભાગ તરફનાઓએ પુરોહિતનું કામ, લગ્ન ક્રિયા, વાસ્તુ શાન્તિ, યજ્ઞ, રૂદ્રાભિષેક વિગેરે ક્રિયાઓ કરેલી અને તેમાં કોઇ કોઇ વખત હાલના બ્રાહ્મણોએ આડા આવી તકરારો કરેલી તે બાબત અરસ પરસ ઝગડા થઈ મુંબાઈ, મદ્રાસ, કલકત્તા વિગેરે લગભગ ૪૦ ઉપરાંત કોર્ટોમાં કામ ચાલી આપણી જ્ઞાતીના લોકો અસલથીજ જગત કર્ત્તા નિયંતા અને પાલન કરતા પરમ શિવ વિશ્વકર્માના મુખમાંથી ઉત્પન્ન થઇ તે મુળથીજ સર્વથી શ્રેષ્ટ પંચાલ બ્રાહ્મણ હોઇ તેમને ષટકર્મ કરવાનો અધિકાર હોઈ કોઈ કાળે પણ તેનો લોપ

થઇ શકે નહિ એ પ્રમાણે સરકાર માર-ફતે શાસ્ત્રાનુસાર શોધન થઈ પુષ્ટી મળી ઠરાવો થઈ હાલના આ ણોને કેટલાક ઠ-રાવોમાં શિક્ષા તેમ સખ્ત તાકીદો મળેલી છે, ( એ એક નામદાર દયાળુ નિ:પક્ષ-પાતી અને ન્યાયી અંગ્રેજ સરકારનો પરમ ઉપકાર માનવા જેવો છે, અને સર્વે ભાઈ-ઓએ શ્રી વિશ્વકર્મા તે રાજ્યની ચઢતી કળા હરહમેશ કરી તે અવીચળ રાખે તેવી પ્રાર્થના કરવી જોઇએ, ) એટલે તે વિશે જે ભાઈઓ મનની અંદર શંકા ઉદ્દ્ભવે તેનો મુળેજ ઉપરની હકીકતથી નાશ થયેલો છે અને જે મશ્કરીઓ બાબત શંકા લાવે તે તેમનું અજ્ઞાનપણું તથા મુર્ખતાઈ બતાવી આપે છે કારણ કે ખરી બાબતમાં હાથ ઘાલવાથી જે કોઇ તેના વિરૂદ્ધ વાતો કરે તે પોતેજ નર્કનો અધિકારી થાય છે

માટે તે બાબતમાં સર્વે ભાઈઓએ શંકા મનમાંથી દુર કરી નિર્મળ અને દ્રઢ મન રાખવુંજ હિતકર છે.

૩ યજ્ઞોપવિત ધારણ કરી પુજા વિગેરે નિત્ય કર્મની જે બાબત આગળ આવે છે તે શાસ્ત્રથી ઉલટીજ છે. કારણ કે હાલના સમયમાં રૂદ્રાભિશેક આહુતી વિગેરે કામમાં જે બ્રાહ્મણે યજ્ઞોપવિત ધારણ કરી હશે અને તેને કંઈ પણ નિત્ય કર્મ નહિ આવડતું હશે તો પણ તેને બ્રાહ્મણ ગણત્રીમાં લેવામાં આવે છે, આ સમયના હાલના બ્રાહ્મણો કંઈ બધાએ નિત્ય કર્મ કરતા હશે ? ના તેમ નથી સેંકડે બે ટકા નિત્ય કર્મ કરવાવાળાજ દ્રષ્ટી કરતાં જણાઈ આવે છે એટલે શું બીજા દોષના અધિકારી થઈ એક બીજાનો વ્યવહાર ભિન્ન થયો જોવામાં

આવે છે; નહિ કે તમામ બોલવું મીથ્યાજ છે શાસ્ત્રમાં પણ એ વાત આગળ આવી જણાતી નથી અને જો આપની તેવીજ નિત્ય કર્મનીજ તરફ દ્રઢતા હશે તો તે પણ આગળના સંતાનોમાં પાયાનું મંડાણ રચાયા બાદ સર્વે સારૂંજ થશે, માટે દોષની વાત આગળ ન લાવતાં યજ્ઞોપવિત ધારણ કરી હર હમેશ પવીત્ર રહી નીચ જાતિનું અન્ન ભક્ષણ ન કરવું તેમ નીચ કર્મ કરવાં તજવાં તો તેથીજ થોડે થોડે પોતાના મનની અંદર ભરાયલા મળનો નાશ થઇ થોડી મુદતમા નિર્મળ થશે અને તેવો આચાર મળવાથી તે બીલકુલ દોષનો અધિકારી થતો નથી.

૪. યજ્ઞોપવિત ધારણ કરવામાં આપણા કેટલાક ભાઇઓ મીથ્યા વાદ વીવાદ કરી

તેમાં વખત ગુમાવે છે અને તેથી ધર્મનો પાયો મજબુત બંધાતો નથી અને તેનું પ્રાયશ્ચિત તેવું બોલનારને જ લાગે છે. મનુ સ્મૃતિ શાસ્ત્રમાં સ્પષ્ટ લખે છે કે જે માણસ શાસ્ત્રનું શોધન કર્યા સિવાય હરકોઈ બાબત વિરૂદ્ધ બોલનાર મહા પાપનો ભોક્તા થાય છે, માટે સમજ્યા સિવાય બોલવું અને મીથ્યા વાદ વીવાદ કરવો તદ્દન ખોટો છે. હરકોઇ દુષ્ટ કામ કરવામાં વિલંબ તેમ વિશેષ પરિશ્રમ વેઠવો પડતો નથી અને સારૂં કાર્ય કરવામાં વખતનું લંબાણ તેમજ તન મન ધનની મદદ તથા અકયની જરૂર પડી ઘણોજ પરિશ્રમ લેવો પડે છે તેવીજ રીતનું આ કામ હોઈ આપ સર્વે ભાઈઓએ તે સહન કરી મજબુત કરવા મારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે, જો આપ સર્વે ભાઇઓ એક બીજાનો વાદ વીવાદ ન કરતાં એકે

એકે ધર્મમાં આવતા જશો તો આગળ જતાં તેનો પાયો મજબુત થઈ કાળે કરી તેનો બહોળો ફેલાવો થઈ મુળ સ્થીતીમાં આવીજ જશો એમ આપ ઉંડો વિચાર કરશો તો આપણા મનને પણ દ્રઢતા થશેજ કારણ કે આ કામ " ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય " એ કહેવત પ્રમાણેનુંજ છે તેવીજ રીતે એકે એકે યજ્ઞોપવિત ધારણ કરવાથી થોડે થોડે તેનો બહોળો સમુહ થવા જેવું છે અને તે પ્રમાણે અકંદર નાતમાં વિશેષ ભાગ યજ્ઞોપવિતવાળા ભાઇઓનો થશે તો બાકી જુજ રહેલો ભાગ એની મેળે આપો આપ સ્વધર્મમાં આવી જશે.

આપણા જ્ઞાતિલાઓને હાલના લોકોએ હજામ કુંભારથી પણ નીચ પાયરીમાં ગણી

નાંખ્યા છે તે બદલ તમામ આપણીજ કસુરો છે. શું આપણે તેવા હલકા છીએ ના ના તે સમજવું ખોટું છે, આપણા ધંધાને પણ આ સમયના લોકો કમખોડે છે પણ તે તદ્દનજ ખોટું છે આપણો ધંધો સર્વ કરતાં શ્રેષ્ટ હોઇ તે ધંધાના ઓજારોથીજ આ દુનિયાનું મંડાણ રચાયું છે. તેમ તે ઓજારોના આધાર વડેજ આ દુનિયા ટકી રહી છે તે બદલનું વિશેષ વિવેચન કરવાથી લંબાણ થવા જેવું હોવાથી વાંચનાર સુજ્ઞ ભાઇઓને કંટાળો ન ઉપજે તેટલાની ખાતર કરવામા આવ્યું નથી. માટે તે બાબત આપ ચારે બાજુ દ્રષ્ટી કરી એકે એકે બાબતની કેવી રીતે શા આધારે ઉત્પતી થઇ તે કેવા ટેકાથી ટકી રહી છે વિગેરે બાબત ઉપર ઉંડા વીચાર કરી તેનું મુળ શોધવા જશો તો આખરે લોહ કામ

સિવાય બીજું કંઇજ નીકળશે નહિ, જ્યારે દુનિયા રચવામાંજ તેમ તે ટકાવી રાખવા તેના આધારભુત પિતા લોઢાના અસ્ત્ર શસ્ત્ર તથા તેનો કર્ત્તા આપણેજ છીએ તો પછી દુનિયાનો પાયો રચતાં પુર્વેજ આપણી ઉત્પતિ હોવી જોઇએ એ બાબત આપણા મનને જ ચોક્કસ ખાત્રી થાય છે, અને શાસ્ત્રોમાં તે વિશે ચોક્સ સ્પષ્ટતા હોવાથી તે બાબતનું મુળેજ વિવેચન કરવાનું રહેતું નથી. માટે આ બાબતમાં સર્વ ભાઇઓએ પુર્ણ અભીમાન ધરાવી ધર્મનો પાયો મજબુત થવામાં અહોનીશ ખરા અંતઃકરણ તેમ તન, મન, અને ધનથી મદદ કરી લાગણી ધરાવે એવી જગત કર્ત્તા શ્રી વિશ્વકર્મા પ્રત્યે મારી નમ્ર વિનંતી છે.—તથાસ્તુઃ

બ્રાહ્મણે પૈસા માટે છુપાવેલો

# વેદ ધર્મ.

શ્રી વ્રાત્ય સંસ્કાર મીમાંસામાં પંડિતવર્ય રામમિશ્ર લખે છે કે—

બુદ્ધિમાન એ છે કે, જે પરલોકની અને લોકોપવાદની બીક રાખે છે, ચતુર અને સજ્જનો એમને અજ્ઞાની જાણે છે કે જે પોતે પોતાને હાથે બંને લોક ( આ લોક ને પરલોક ) બગાડે છે. અમારા ભરતખંડમાં ઈશ્વરની કૃપાથી બંને લોકનું સાધન, સંસારમાં સર્વ પુસ્તકોમાં સર્વ વિષયમાં ઉત્તમોત્તમ ને જગત્‌નાં બધાં પુસ્તકોમાં પ્રાચીન ( જેને અમારા ધર્મ શિવાયના ઇસાઈ, મુસાઈ, તુરાની, કુરાની, જૈન, બૌધ, બ્રહ્મસમાજવાળા અને

આર્યસમાજવાળા સુદ્ધાંત સઘળા કબુલ કરે છે ) એવું ધર્મશાસ્ત્ર વેદ છે, જેમાં ચારે વર્ણથી માંડી સર્વ ધર્મની આજ્ઞાઓ જ-ણાવેલી છે. એ ચાતુર્વર્ણ્ય સંસ્કારાધીન છે. કેમકે "જન્મના જાય તે શુદ્રઃ સં-સ્કારાદ્ દ્વિજ ઉચ્યતે।" એમ મહાત્મા પુરૂષો પોતે કહે છે. વળી કલીયુગમાં સં-સ્કારની તો એવી દશા થઇ ગઈ છે કે બ્રાહ્મણ પણ ( જેનાપર ચાતુર્વર્ણ્યની વ્યવ-સ્થાનો વિશ્વાસ રાખવામાં આવે છે ) વિં-ધ્યાચલમાં જઈ દેવીના ચરણમાં જનોઇનો સ્પર્શ કરાવી ગળામાં પહેરી લે છે, અને તેથી યજ્ઞોપવિત સંસ્કાર માની લે છે, જ્યારે બ્રાહ્મણ સંસ્કાર એવા છે તો અન્યવર્ણની શી વાત કરવી ? પરંતુ હમણાં ઇશ્વરની કૃપાથી મુદ્રા યંત્રદ્વારા પુસ્તકાદિનો પ્રચાર થવાથી સર્વ લોક પોતાનો ધર્મ જોવા અને જાણવા ચાહે છે.

પરંતુ શોકજનક એ છે કે બ્રાહ્મણો શાસ્ત્રની કે અન્ય લોકની ચિંતા ન કરતાં કેવળ અજ્ઞાની બની પોતાના અને તેમને અનુસરી ચાલનાર અન્યવર્ણના સંસ્કાર-વ્યવહારના લોપ માટે તત્પર છે. ઘણા મહા પુરૂષ એવા છે કે, જે ગુપ્તપણે ચારે વેદ અને સમસ્ત ઉપનિષદ્‌ની કથા એકાંતમાં વ્રાત્યવૈશ્યાદિને ઘેર જઈ કહી આવે છે, અને જે ઠેકાણે ચાર માણસો સ્વજાતિના એકઠા ભેગા થાય ત્યારે તો વેદના સંસ્કૃત મંત્ર ક્ષત્રિય વૈશ્યને ઘેર પણ ભણતા નથી.

કેટલાક દિવસ પહેલાં મથુરાના નિવાસી શ્રી ગુરૂસ્યામલ શેઠના પૌત્ર લક્ષ્મીનારાયણ શેઠ કાશીમાં આવ્યા હતા, તેમણે શિવરાત્રી-પર મને વિનતિ કરી વૈદિક બ્રાહ્મણોને બો-

લાવ્યા, હું પણ તે સમયે ત્યાંજ હતો; બ્રાહ્મણોએ ત્યાં આવી "ચક્ષુસન્મીલિતં યેન તસ્મૈ શ્રી ગુરવે નમઃ" વગેરે શ્લોક વૈદિક સ્વરની ચાલપર કહેવા શરૂ કર્યા, શેઠજીએ મને પુછ્યું કે "શાસ્ત્રીજી મહારાજ ! એ કયો વેદ છે ?" મેં તે વાતનો મારા પોતાથી ઉત્તર આપવો અનુચિત્ત જાણી જે બ્રાહ્મણોને હું લઈ ગયો હતો તેમને પૂછયું કે "આપ આ સર્વ વ્યવહાર શું કરો છો ? શેઠજી બુદ્ધિશાળી છે, સઘળી વાત જાણે છે અને વેદ પણ થોડા ભણેલા છે." ત્યારે તે લોકો અરસ્પરસ કાંઇ વાત ચિત કરી બોલ્યા કે "અમારામાં વૈશ્યને ત્યાં વૈદિકમંત્ર બોલવાનો સંપ્રદાય નથી" ત્યારે શેઠજીએ કહ્યું કે, મહારાજ ! કાંઇ ફિકર નહિ, એક દિવસને માટે આપે આપના સંપ્રદાયનો મત તોડવો નહિ, પણ વેદને શ્લોક ન બનાવવો જોઇએ.

વળી શેઠજીએ પ્રત્યેક બ્રાહ્મણો તરફ નજર કરી તો તેજ મંડલીમાં એક બ્રાહ્મણ બેઠો હતો કે જેણે તેજ વર્ષમાં તે શેઠને ઘેર મથુરામાં આખો શ્રાવણ માસ વેદની પારાયણ કરી હતી, તે વૈદિક બ્રાહ્મણને પ્રણામ કરી બોલ્યા કે આપ કુશળ છો? માત્ર એટલું કહેતામાંજ તે વૈદિક બ્રાહ્મણ સુસ્ત થઇ ગયો. શેઠજીએ પુછયું કે હવે અત્યારે કાશીમાં આપ અમને આપના મુખ કમળથી વેદ ધ્વનિ નહિ સંભળાવો? ત્યારે તે બોલ્યો કે શેઠજી! શું કરૂં? આ ચાર ભાઇઓ સાથેની વાત છે. કદાપિ હું કાશીમાં એવી રીતે વેદસંભળાવું તો મારે નાત બહાર થવું જોઇએ!!!

અમારે આ ઠેકાણે તે જણાવવાનું કારણ એ છે કે, જે અમો વ્યવસ્થા લખનાર છીએ, તેને અનુસાર અને શિષ્ટ સંપ્રદાયને અનુ-

સાર જો ખરેખરા ક્ષત્રિય વૈશ્ય છે, ને તેને ઉપનયન જો શાસ્ત્ર પ્રમાણે દઇ શકાય છે તો ઉપનયન કરાવી તેને શાસ્ત્ર શ્રવણુ કરાવવું જોઇએ; નહિ કે અનુપનીત ને જે ખરેખરા ક્ષત્રિય વૈશ્ય નથી તેમને અર્થ છુપાવી ઉપદેશ કરવો. આ સમયે કેટલાક અંતર દૃષ્ટિ શૂન્ય કેવળ સ્વાર્થ સાધવા-વાળા હઠથી એમ કહેશે કે સાહેબ ! કલિયુગમાં કેટલાક લોકોના ભયથી વેદ ભણાતા નથી, તો પરદેશમાં વેદનો પ્રચાર કયાંથી થયો ? બ્રાહ્મણોએજ કોઈ પરદેશીને પ્રથમ ભણાવેલ હોવો જોઇએ, કાંઈ પોતાની મેળેજ વેદ નાશીને નહી ગયા હોય ? તો તે વાત બરાબર એવી છે કે તમારી ગાયને વાછડી થાય તો અમારો બળદ કેમ વાછડીનો જન્મ નહિ આપે ? જ્યારે અમે સુનિર્ણીત ક્ષત્રિય વૈશ્યને વ્રાત્યતાથી

મુક્ત કરવા ઇચ્છીએ છીએ તો તમો હવે મિથ્યા ધર્મની આડ નાંખી અમારી પ્રતિષ્ટા અને ધન લાભની શંકા કરી ચર્મની ધ્વજા હાથમાં લેઇ ક્ષત્રિય વૈશ્યના સંસ્કારની કેટલાક સાથે વેદાધ્યયનમાં તુલના કરો છો, નિર્ભય રહો, અમે એક પૈશો પણ ખાધો નથી, તમારી ઇચ્છા હોય તો કાંઇ અપાવી દઇએ; જ્યારે આપ જેવા બુદ્ધિસાગર દેશના સ્થંભ બેઠા છે ત્યાં અમારા પ્રતિષ્ટા લાભનો ઉત્તમ કર્મથી પણ સંભવજ કયાં છે ?

અમો અહીં સત્યતાની ખાતર એક બીજી વાત પણ કહ્યા વિના સુખ લાભ માનતા નથી કે થોડા દિવસ પહેલાંની વાત છે કે કાયસ્થ લોકો પણ પોતાના ધન, વિદ્યા, ગુણ, ગૌરવની પેઠે જાતિની ઉન્નતિ કરવાના હોંસીલા થઇ રૂપિઆ

બાંધી કાશી તરફ રવાને થયા, તેમણે મોટા પંડિતજીને પ્રશ્ન પૂછયો કે અમારો મુળ પુરૂષ કોણ હતો? એ સાંભળતાંજ પોથી-પરથી મન ખેંચાઈ રૂપિઆની ગાંસડીપર ખ્યાલ ગયો, અને ભવિષ્યનો વિચાર કર્યા વિના કહ્યું કે આપનો મુળ પુરૂષ ક્ષત્રિય છે, પછી બમણો ઉત્સાહ પામીને લાલા સાહેબે પ્રણામ કર્યા ને ભેટ મુકી ઘેર ગયા. પછીથી ફરી યાદ આવ્યું કે ભાઈ! ક્ષત્રિ-યને તો યજ્ઞોપવીત હોય છે, અને અમને તે નથી અમારી ડોક તો ખાલી છે! ફરી લાલા સાહેબ કાશી તરફ રવાને થયા, અને શાસ્ત્રીજી પાસે આવી પગે લાગ્યા, પરંતુ શાસ્ત્રીજીએ પહેલેથી સાંભળ્યું હતું કે લાલા સાહેબ હવે યજ્ઞોપવીત પહેરા-વવાનો આગ્રહ કરશે, એ સબબથી લાલા-સાહેબને દેખતાંજ મોં ફેરવી દીધું ત્યારે લાલા સાહેબ બોલ્યા કે મહારાજ! આ-

પની ફી પહેલી વખતેજ આપી ચુકયો છું, અને આ તેજ મુકદમો છે, એક મુકદમાની બે વાર ફી સરકારની હાઇકોર્ટમાં પણ દેવાતી નથી!!! પરંતુ એટલું કહ્યાપર પણ પંડિતજીના દિલપર કાંઈ અસર ન દેખી ત્યારે લાલાસાહેબ એકદમ બોલી ઉઠયા કે એ પ્રભુ ! આ બનારસ શહેર અજબ અને ગજબ છે કે જ્યાં વાતોને વાસ્તે પણ પૈસા ( ફી ) લેવામાં આવે છે, ખરે "તીર્થે મુંડાવું" એમ લાલાસાહેબે વિચારી થોડી ઘણી ભેટ પૂજા દેવા ઇચ્છા કરી; પરંતુ પંડિતજીએ સાફ કહી દીધું કે ભાઇ ! અમારૂં તો વ્યવસ્થા દેવાનું કામ છે. જો તમારે યજ્ઞોપવિત લેવું હોય તો તમે કોઈ ગૌડને કહો. એ સાંભળી લાલા-સાહેબ તદન થંડા થઈ ગયા અને ઘર તરફ રવાને થયા.



ગુજરાતી પંચ તા. ૧૧ મી મે સને ૧૯૧૩
પૃષ્ટ ૭ માં લખ્યું છે કેઃ—

## જનોઇ પહેરવાને લગતો સવાલ.

જનોઈ પહેરવાના સવાલે બંગાળ અને બીહારના હીન્દુઓની ઉંચ વર્ણની જાતોમાં કાંઈક ખળભળાટ ઉત્પન્ન કીધો છે, હાલમાં મુઝફ્ફપુર ખાતેના બે બ્રાહ્મણ જમીનદારે પોતાના કુરમી ભાડુતોને તેઓએ પહેરેલી જનોઇ ફેંકી દેવાનો હુકમ કીધો. કુરમીઓએ તેમ કરવા ના પાડી જેથી તેમની ઉપર તલવારથી હુમલો કરવામાં આવ્યો હતો. મુઝફ્ફપુરના ડેપ્યુટી મેજીસ્ટ્રેટે જમીનદારોને છ માસના કેદખાનાની સજા કીધી છે અને ગુન્હાને માટે તથા થયેલી સજા સામે હુકમનામું મેળવ્યું છે.



॥ ॐ ५ ॥

ॐ श्री ११०८ भूमंडलाचार्य जगद्गुरु
विश्वकर्मणे नमः ॥
श्रीविश्वकर्मवंश विजयतेतराम् ॥

## શ્રી વિશ્વકર્માવંશજોને માટે

# લઘુ સંધ્યા.

૧ સ્નાનાદિ પવિત્ર ક્રીયા કરી, પવિત્ર વસ્ત્ર પહેરી, પવિત્ર આસન ઉપર સિદ્ધાસનવાળી, પૂર્વાભિમુખે બેશી, ગાયત્રી મંત્ર મનમાં બોલી વિભૂતિ શ્રી સૂર્યને બતાવવી; પછી ૐ નમઃ શિવાય, એ મંત્ર બોલી કપાળ, હસ્ત, આદિ ઠેકાણે લગાડવી.

૨ ગાયત્રી મંત્ર. ૐ ભૂર્ભુવઃ સ્વઃ ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધી મહિ

ધિયો યોનઃ પ્રચોદયાત્ ૐ ॥

૩ પછી આચમન કરવું, તે આચમન કરવાનો મંત્ર; ૐ શન્નો દેવીરભીષ્ટય આપો ભવન્તુ પીતયે, શંયોરભિ સ્રવન્તુનઃ॥ આ મંત્ર ભણીને ત્રણવાર આચમન કરવું; અને ગાયત્રી મંત્ર બોલી શિખા બાંધવી.

૪ ત્યારપછી પ્રાણાયામ કરવા. તે એવી રીતે કરવા કે પ્રથમ જમણે નસકોરેથી સાત વ્યાહૃતિ ( ૐ ભૂઃ ૐ ભુવઃ ૐ સ્વઃ ૐ મહઃ ૐ જનઃ ૐ તપઃ ૐ સત્યં ) ભણીને પવનને અંદર પૂરવો. તે પુરેલા પવનને ત્રણવાર ગાયત્રી મંત્ર ભણીને રોકી રાખવો. પછીથી ( ૐ આપો જ્યોતિ રસોમૃતમ્ બ્રહ્મભૂર્ભુવઃ સ્વરોમ્ ) આ મંત્ર ભણીને પવનને ધીરે ધીરે ડાબે નસકોરેથી કહાડી નાંખવો. પછી તે પવનને બહાર

થોડીવાર રોકી ઉપર બતાવેલી સાત વ્યાહૃતિ ભણીને પવનને અંદર પુરવો ને ત્રણવાર ગાયત્રી મંત્ર ભણીને પછીથી તે રોકેલા પવનને ( ૐ આપો જ્યો૦ ) એ મંત્ર ઉપર બતાવ્યા પ્રમાણે ભણીને કહાડી નાંખવો. આ એક પ્રાણાયામ એવી રીતે ત્રણ પ્રાણાયામ કરવા.

૫ પ્રાણાયામ કરવાનો મંત્ર. ૐ ભૂઃ ૐ ભુવઃ ૐ સ્વઃ ૐ મહઃ ૐ જનઃ ૐ તપઃ ૐ સત્યં, ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધી મહિ ધિયો યોનઃ પ્રચોદયાત્ । ૐ આપો જ્યોતિ રસોમૃતમ્ બ્રહ્મભૂર્ભુવઃ સ્વરોમ્ ।

૬ ત્યારપછી સંકલ્પ કરવો. તે સંકલ્પ કરવાનો મંત્ર. અત્રાદ્ય મહા માંગલ્ય પ્રદ અમુક માસે અમુક પક્ષે અમુક તિથૌ

અમુક વાસરે મમો પાત્ત દુરિત ક્ષયાર્થે પ્રાતઃ સંધ્યોપાસન મહં કરિષ્યે. ( જે જે માસ પક્ષ તિથી વાર હોય તે બોલવાં. )

૭ પછી ગાયત્રી મંત્રવડે સૂર્યને પ્રાતઃ-કાળે ઉભા થઈને ને સાયંકાળે બેશીને અર્ધ્ય આપવા.

૮ ગછી પગના ફણા ઉપર ઉભા રહી બે હાથ ઉંચા કરી નીચેના બે મંત્ર બોલી શ્રી સૂર્યનું ઉપસ્થાન કરવું. તે મંત્ર ૐ ઉદ્વયં તમસ સ્પરિસ્વઃ પશ્યંત ઉત્તરં ॥ દેવં દેવત્રા સૂર્ય મગન્મ જ્યોતિ રૂત્તમમ્ ॥ ૧ ॥ ૐ ઉદુત્યં જાત વેદસં દેવં વહંતિ કેતવઃ ॥ દશે વિશ્વાય સૂર્યમ્ ॥ ૨ ॥

૯ પછી ઉભા રહી દશ કિંવા ૧૦૮ એકસોને આઠ ગાયત્રી મંત્રનો મનથી જપ કરવો.

૧૦ પછી અનેન પ્રાતઃ સંધ્યાખ્યેન કર્મણા ભગવાન શ્રી સૂર્યનારાયણ પ્રીયતામ્ નમઃ ।। એમ કહી જળ છોડી સંધ્યા પૂર્ણ કરી ગુરૂ દેવ તથા પોતાના ઈષ્ટદેવ ભગવાંન વિશ્વકર્મા મહાદેવને બે હાથ જોડી માથુ નમાવી નમસ્કાર કરવા.



---

**સૂચના**—પ્રાતઃકાળે પૂર્વ તરફ ઉભા થઈને અને સાયંકાળે પશ્ચિમ તરફ બેસીને સંધ્યા કરવી.

પ્રાતઃકાળે પ્રાતઃકાળનો સંકલ્પ અને સાયંકાળે સાયંકાળનો સંકલ્પ કરવો. ( ઘણાં પુસ્તકોમાં ત્રણ કાળ છે પરંતુ મનુ મહારાજ બે કાળની આજ્ઞા કરે છે.)

# આરતી.

ઓમ પ્રભુ જય અન્તર્યામી,
પ્રભુ જય અન્તર્યામી;
કરૂણા સાગર કોટી (૨)
દુ:ખ વિદારણ હાર. ઓમ પ્રભુ૦
તેં સૂરજ શશી તારા સરજ્યા,
સૃષ્ટિ શણગારીઃ પ્રભુ૦
સાગર શૈલ સરિતા (૨)
પશુ પક્ષી નરનારી. ઓમ પ્રભુ૦
તું ઇશ્વર અધિ દેવ હમારો,
ખચીત નહિ ખામી; પ્રભુ૦
વિશ્વકર્મા વ્યાપક (૨)
સચરાચર સ્વામી. ઓમ પ્રભુ૦
પ્રભુતાથી હર પાપ હમારાં,
કરીએ નિત્ય પ્રણામ; પ્રભુ૦
ભજીએ અંતર ભાવે (૨)
અગણિત તારાં નામ. ઓમ પ્રભુ૦

છે અનંત તમ શક્તિ,
વર્ણન કેમ કિજે; પ્રભુ૦
આપદ સમએ ઉગારી (૨)
નિજ આશ્રય દિજે. ઓમ પ્રભુ૦
અશરણ શરણ સદા તું,
સૃષ્ટિનો સ્વામી; પ્રભુ૦
પુણ્ય પાપ સબ દેખે (૨)
પ્રભુ અન્તર્યામી. ઓમ પ્રભુ૦

કવિ ક્ષેમશંકર

॥ ઓ૩મ્ ॥

# शांतिपाठ.

ॐ द्यौः शांतिरन्तरिक्ष ँ शांतिः पृथिवी शांतिराप: शांतिरोषधय: शांतिः वनस्पतय: शांतिर्विश्वेदेवाः शांतिर्ब्रह्म शांतिः सर्व ँ शांतिः शांति रेव शांति: सामा शांति रेधि:॥ ॐ शांति: ३ । यजु. ३६ । १७